સચિત્ર

# રાજા ભરથરી.

સંગીત.



પિંગળા—ભિખરે ! ઉતારો રાજા ભરથરી.

**મૂલ્ય આઠ આના.**

# વીણા-વેલી યાને લલાટના લેખ.



[illegible] અને પ્રાણલાલ બુકસેલર્સ. સુરત.

ભા. ૧-૨ દરેકની કીંમત દસ આના

શ્રી પરમાત્મને નમઃ !...ૐ...શ્રી સરસ્વત્યૈ નમઃ !

...શ્રી...

માલવપતિ-યોગેન્દ્ર

# રાજા ભરથરી

યાને

## " कामान्धो नैव पश्यति ! "

પ્રયોજક:—

" પુષ્પ. "

બદામી ગમનલાલ હીરાલાલ.

પ્રકાશક:—

હરીલાલ એન્ડ પ્રાણલાલ બુકસેલર્સ.

" નવજીવન " પુસ્તકાલય.

તારઓફીસ સ્હામે—સુરત.



દ્વિતીયાવૃત્તિ. સંવત્ ૧૯૮૧. પ્રત ૨૦૦૦.

મૂલ્ય રૂા. ૦-૮-૦

# દ્વિતીયાવૃત્તિ વિષે કંઈક !

ઇશ્વરકૃપાએ પૂરાં છજ માસ થયા પ્હેલાં "રાજા ભરથરીની" આજ બીજી આવૃત્તિ થાય છે. એમાં પ્રથમાવૃત્તિ કરતાં શી શી નવીનતા છે, તે પ્રત્યેક વાંચક પોતેજ જોઈ શકશે. અનુષ્ટુભ્ કાઢી તે સ્થળે માલિની, છંદ યોજવામાં આવેલ છે. તદુપરાંત હરિગીતની લીટીઓમાં ઘણોજ સુધારો વધારો કર્યો છે. છંદો પણ કેટલાંક નવીન નાખવામાં આવેલ છે. જનસમાજના આ અકલ્પિત ઉત્તેજનથી હર્ષિત થતાં પ્રયોજક તથા પ્રકાશકના હૃદયો અવશ્ય એટલું તો અભિમાન ધરાવી શકે, કે દિન પ્રતિ દિન સામાન્ય વર્ગ પણ સાહિત્યના ગ્રંથોમાં રસ લેતો થઈ રહ્યો છે. પ્રભો! પ્રયોજક અને પ્રકાશકની ભવિષ્યની હજુ ધાર્મિક પ્રવૃત્તિઓ, અને પ્રકાશન-વિષેની સર્વ અભિલાષાઓ પૂરી પાડો! એજ એક માત્ર અભ્યર્થના! "કર્તા."

સુરત બરાનપુરી ભાગળ ભાજીવાળી પોળમાં શ્રી "અનાવિલ બંધુ" પ્રી. પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઇ નાયકે છાપી.

શ્રી

# સમર્પણ!

પરમ પ્રિય સ્નેહીઃ—

**ભાઈ અતિસુખલાલ મગનલાલ કાપડીઆ.**

જીવનભર આ "પુષ્પની કૂમળી પરિમલ ત્હારા પ્રેમ-ભીના-હૃદયમાં ન્હેંકજ પ્રસારતી રહે, અને સ્નેહીની નિર્દોષ બાલ્ય-મસ્તીઓનાં આનન્દ-સ્મરણો ચિરાયુ અર્પતી રહે! એજ માત્ર એક ભાવનાથી આ દ્વિતીયાવૃત્તિ ત્હારા કરકમળમાં સપ્રેમ સમર્પણ!

હૃદયાંકિત રાખજે! આ સ્નેહીના સંભારણાં સદૈવ!

લી.

જીવનભર ત્હારોજ

**સ્નેહી "બહામી"**

# પૂર્વ—વૃત્તાન્ત.

ઉમાપતિ શંકર ભગવાન, કે જે ભોળા મહાદેવને નામે જગતમાં જાણીતા છે, એમના અલૌકિક એવા કૈલાસ ધામમાં નૃત્યકળા. સંગીત આદિ માટે સ્વર્ગની અપ્સરાઓ આવતી હતી. સ્વયં ગૌરીપતિને પણ તાંડવ નામક નૃત્યનો શોખ હતો. એક સમયે કોઇ એક અપ્સરા ઇંદ્ર-ભુવનથી નિકળી કૈલાસ પ્રતિ પગલાં ભરી રહી હતી, એવામાં મધ્ય વાટે ઇંદ્રના સુત સાથે તેનો અચાનક ભેટો થયો. ઇંદ્રતનુ અપ્સરા જોઇને નિજ દેહ—ભાન ભૂલી ગયો, અને તેની સાથે તેણે ભોગવિલાસ કર્યો. આમ અધવચ રોકાયાથી અપ્સરાને કૈલાસમાં જતાં નિત્યનિયમ કરતાં તે દિને મોડું થયું. શિવજી ક્રોધે ભરાયા, ને કારણ પૂછતાં અપ્સ-રાએ અથથી માંડી ઇતિ પર્યંત સવિસ્તર ઘટના નિવેદન કરી. પાર્વ-તીપતિ ઇંદ્રતનુનો આ અપરાધ ને નિન્દ્ય વર્તન જોઈ ખિજાયા, અને તત્કાળ તેમણે શાપ દીધો કેઃ-"જાવ એ ગર્દભ થઇને સંસારમાં જીવન ગાળો." સ્વર્ગાધિપતિ ઇંદ્ર કે જે આ સમયે કૈલાસમાં હતો, તે શિવ-જીને પોતાના પુત્રની ભૂલને માટેના શાપનો અનુગ્રહ કરવા કરગર્યો, અને કહ્યું કે "હે! પ્રભો એમાં એ નાદાન બાળકનો દોષ નથી, પરન્તુ વાંક જુઓ તો ભલભલાને ભ્રષ્ટ કરનાર મન્મથનો છે." શિવ શાન્ત થયા, અને કહ્યું કે "જો સંસારમાં ગર્દભદેહે રહ્યા છતાં પણ એ સત્કર્મ કરશે, ને હમેશ મ્હને સંભારશે, તો થોડા સમયમાં પુનઃ પાછો પૂર્વ સ્થિતિમાં આવશે." શાપાનુસાર ઇંદ્ર-તનય અવનિતલ ઉપર એક કુંભારને ત્યાં ગધેડો થઈ પડ્યો. તે હરહમેશ રાત્રે નરદેહ ધારણ

# રાજા ભરથરી !



ધિક્કાર તારી મનને . ધિક્કાર તારા તનને,
ધિક્કાર તારી તનને ધિક્કાર તારા મનને

રાજા ભરથરી પીંગળાને ધીક્કાર આપે છે.

**પીંગળાનો પશ્ચાતાપ.**

ધીક યુવા ધીક મુજને, ધીક કામ વિચારછ:
કેરાજેર ભુલાવી મને જેનાથી, કયા નીચ વિચારછ

કરતો, અને દિવસે ગર્દભ-દેહમાં રે'તો. એક સમયે રાત્રિએ કુંભાર ઓચિંતો "મ્હારે પરણવું છે." એ શબ્દ સાંભળીને ચમકી ઉઠયો. તપાસ કરતાં ગધેડાની જગ્યાએ માનવ દેહને આ શબ્દો પોકારતો જોઈ તે આશ્ચર્ય પામ્યો. ઈંદ્રસુતે ગભરાયલા કુંભારને પોતાની કર્મકથા કહી, "શું કરવું" તે સૂચવ્યું. બીજેજ દિને કુંભારે પોતાના ગધેડા સાથે તે નગરના રાજાને તેની ત્રણે રાજકુંવરીઓ પરણાવવા કહ્યું. રાજાને કુંભારની વાત પર વિશ્વાસ ન આવ્યો, અને જો એ સાચોજ ઇંદ્ર-કુંવર હોય તો મ્હારા 'નગરનો કોટ કાંચનનો કરે' એમ કહ્યું. કુંભારે રાત્રે નરદેહધારી ઇંદ્રસુતને આ પ્રમાણે કહ્યું, જેના પ્રત્યુત્તરમાં ઇંદ્રસુતે પાઠવ્યું કે..."રાજાને જઇને કે'જે કે તા'રો એક અનુચર કોટની આસપાસ ફરી આવતાંજ તા'રી ધારણા ફળીભૂત થશે." પરંતુ જો તે પાછુ ફરી જોશે, તો કોટ તમામ ત્રાંબાનો થઇ જશે." બીજે દિને ભરી સભામાં કુંભારે રાત્રિની વાત કહી. રાજાજ્ઞાથી એક અનુચર કોટની આસપાસ ફરવા ગયો. પરન્તુ અડધે ફર્યા બાદ "શું થયો હશે?" એ જોવા તેણે મ્હેજ પાછું જોયું, ને કોટ ત્રાંબાનો થઇ ગયો. ત્યારથી તે નગરનું નામ તામ્રવતી ઉર્ફે ત્રાંબાવતી પડયું. જે આજે ખંભાત કે'વાય છે. પોતાની ત્રણે પુત્રીઓને રાજાએ ગર્દભ સાથે પરણાવી, અને જતે દિવસે પુત્રીઓને ગર્ભ રહ્યા. એક રાત્રે પોતાની ગર્દભ-દેહ ઘોડારમાં છોડી નરદેહધારી ઇંદ્રસુત ત્રણે સ્ત્રી સાથે વિલાસ કરતો હતો. તે અરસામાં લાગ જોઈ રાજાએ એ ખોળીયું ફુંકી મૂકયું. એને એમ થયું, જે એ ખોલું બાળી નાખ્યા બાદ એને પુનઃ પ્રવેશવાનું નહિ મળે, અને પછી હરહમેશને માટે નર-દેહમાંજ રહી પોતાની પુત્રીઓ સાથે રાજ્યપાટ ભોગવે. પરન્તુ "વિનાશકાળે વિપરીત બુદ્ધિ." અનુસાર શાપિત ઇંદ્રતનુ પણ ગર્દભ દેહનું ખોલું સળગતાંજ સળગી જઈ

પોતાની પૂર્વાવસ્થા પામી શાપ મુક્ત થયો, અને નગ્ર આખું એ પ્રજળી ગયું. કેવળ જીવ બચાવવા રાજાની ત્રણે ગર્ભવતી પુત્રીઓ ન્હાસી ગઇ. જ્યાં તેમને અનુક્રમે **વિક્રમ-ભટ્ટી-ભતૃહરિ** એમ ત્રણ પુત્રો થયા. માતાઓનો વૈકુંઠવાસ થતાં તે ત્રણે યોગીઓના આશ્રમે ઉછરી મોટા થયા, અને તેમાંથી પછી ભાગ્યયોગે ભતૃહરિ માળવાનો ધણી થયો. આ માલવપતિ ભતૃહરિને ત્રણસો સાઠ નારી હતી. જેમાં પિંગળા સૌથી અધિક વ્હાલી, માનીતી ને પટ્ટરાણી હતી. એવું બન્યું કે એક વેળા ભતૃહરિની ગેરહાજરીમાં તેણે પોતાના દિયર વિક્રમ પાસે પ્રેમ-યાચના કરી. પરન્તુ વિક્રમે તેને સદ્બોધ દઇ સમજાવી દીધી હતાશ રાણીએ ઢોંગથી માંડી તો વાળ્યુ, પરન્તુ દીલમાં અપમાનનો ડંખ લાગી ગયો. દુર્બોધા નામની દાસીએ રાણીને આગળ જતાં અધમ એવા અશ્વપાલ સાથે કુપંથમાં ઉતારી. વિલાસી ભતૃહરિએ રાજ્યપાટ વિક્રમને સોંપ્યાં, અને પોતે ચોવીસે કલાક પિંગળાના અંતઃપુરમાંજ પડયો પાથર્યો રે'વા લાગ્યો. થયું એમ કે એક વેળા રાણીના યાર અશ્વપાલને વિક્રમે કંઇ ભૂલને માટે માર માર્યો. તેને માટે તેણે રાણીના કાન ભંભેર્યા. મૂળે રાણી પિંગળા વિક્રમ પર કરેલા અપમાનનું વેર વાળવા મથતી હતી, તેમાં આ બનાવે અગ્નિમાં ઘૃતાહૂતિની ગરજ સારી. વિક્રમે પોતાના પર બળાત્કાર કર્યો છે, એવું પ્રેમાંધ ભરથરીને ભેરવી નિર્દોષ વિક્રમને દેશનિકાલ કરાવ્યો. એક વેળા કોઇ એક બ્રાહ્મણે રાજાને અમરફળ લાવી સભામાં આપ્યું. યોગી મહાત્માની આ પ્રસાદી આરોગી અમર થવા રાજાએ તે વ્હાલી પિંગળાને આપ્યું. પિંગળાએ હલકા એવા પ્રેમી અશ્વપાલને આપ્યું, ને અશ્વપાલે પોતાની રખાત એવી વેસ્યા કલાવતીને આપ્યું. વેસ્યાને વિચાર થયો કે આ અમરફળ ખાઇને મા'રે સદાને માટે આવો નીચ ધંધો કરવો, એથી તો રૂડું

આ નગરના પ્રજાપાલક ભૂપતિને ભેટ ધરવું. વારાંગનાએ ફરીથી લાવી રાજાને આપ્યું. રાજા વ્હેમાયો, ને છેવટે પિંગળાના ભેદનો ભર્મ ખુલી ગયો. પાપનો ઘડો ફુટતાંજ અશ્વપાલને શહેર બ્હાર કાઢવામાં આવ્યો, ને પ્રેમાંધ એવા રાજાને સંસાર અસાર છે એમ ભાન થયું. કે'વાય છે કે પિંગળામાં મુગ્ધ એવા રાજાએ પોતાની યુવાનીમાંજ શૃંગાર–શતક રચ્યો હોવો જોઇએ. રાજાને આ પછી રાજપાટ પર વિરાગ આવ્યો, ને તે યોગી થઈ ગયો. આ સમયે તેણે વૈરાગ્યશતક રચ્યો. ગુરુ ગોરખનાથની દીક્ષા લઈ એ જીવનભર રાજયોગી રહ્યા. કે'વાય છે કે અમરફળ એ ખાઇ ગયો હતો, જેથી હજુ એ જીવે છે. રાણી પિંગળા પણ આ પછી સુધરી ગઈ, અને અવશેષ જીવન એણે પ્રભુ ભક્તિમાં પસાર કર્યું. માળવાની ગાદી ભાઇની ઇચ્છાથી પછી વિક્રમે ભોગવી.

## દંત–કથા.

એક વસ્તુ ઉપર પ્રમાણે છે. તો દ્વિતીય દંતકથા આમ પણ છે. ભતૃહરિ પિંગળામાં અત્યંત આશક્ત હતો. એક વેળા તેણે પિંગળા પોતાને સાચા હૃદયથી ચ્હાય છે, કે નહિ ? તે જોવા શિકારેથી પોતાના અનુચર સાથે લોહીવાળાં કપડાંની નિશાની આપી અમંગળ સમાચાર કા'વ્યા, "કે રાજનને જંગલમાં સિંહે ફાડી ખાધા." આ શબ્દો સાંભળતાંજ "હા પ્રાણનાથ !" કરતાં પિંગળા પડી, અને તત્કાળ તેનો પ્રાણ છૂટી ગયો.

( સરખાવો–ગીત ગોવિંદના કર્તા કવિ જયદેવની પત્નીનો પ્રસંગ. ) પાછળથી ભતૃહરિને આ વાતની ખબર પડતાં આ અસહ્ય આઘાત ન જીરવાવાથી તે રાજ ત્યાગી યોગી થઈ ગયો.

સત્યાંશ શામાં ને કેટલું હશે ! તે તો હરિ જાણે, પરન્તુ પ્રસ્તુત વસ્તુ શ્રી મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના કવિશ્રી વાઘજીભાઈ

રચિત રાજા ભરથરીમાંથીજ લીધી છે. જો કે પિંગળા એ શાપિત દેવી હતી. એમ બધું કે'વાય છે, તે ઠીક છે. પરન્તુ ભતૃહરિ વિરચિત શૃંગારશતક ને વૈરાગ્યશતક જોતાં તો પ્રથમનીજ વસ્તુને વધુ પુષ્ટી મળે છે. અંતે કે'વાનું એજ કેઃ—કદાચ !

પિંગળ વિણ પદબંધ હો, હૃદય તણા ઉદ્‌ગાર.
(તોપણ!)સમજુ શોધે સત્વને, શોધે ભૂલ ગમાર.

હું કંઇ કવિ કે મ્હોટો લેખક નથી, છતાં મ્હેં જે કંઇ આ—લેખ્યું છે તેને માટે હું જવાબદાર છું. કવિઓને કદાચ કંઇ છંદ—માત્રામાં ભૂલ લાગે તો તેમણે અપદ્યાગદ્ય ગણી લેવું. હૃદયમાં આવાં ભાવો ભરનાર ભગવાનને! તો હું ભૂલુંજ કેમ? તેમનાં ચરણમાં મ્હારાં કોટાન કોટી વંદન હો ! અંતે યોગેન્દ્ર શ્રી ભતૃહરિનેજ સંભારીએ કેઃ—

**વસ્તુ-પ્રાધાન્યઃ-कामांधो नैव पश्यति !**

અને

**साहित्य संगीत कला विहीनः साक्षात् पशु पुच्छविषाणहीनः !**

**તા. કઃ**—મુદ્રણાલયમાં હ્રસ્વ—**દીર્ઘ** ચિહ્નોના અભાવે કર્તા લાચાર હોઇ નિર્દોષ છે. બધ્યાં એટલાં ખાસ અક્ષરો ઉપર મૂકવામાં આવ્યા છે, જ્યારે કેટલાકને રા. રમણભાઈ મ. નિલકંઠની પદ્ધતિ મુજબ બંધબેસ્તા હ્રસ્વ દીર્ઘ કરી લેવામાં આવ્યા છે. ( જોડણીને બાજુ મૂકી ) કેટલાંકને એમને એમ પણ રાખ્યાં છે. વાંચકે માપ જોઇ તે ગોઠવી લેવા કૃપા કરવી.

| | |
|---|---|
| સંવત્ ૧૯૮૧. | ભવદીય, |
| માર્ગશિષ. | **સાહિત્ય પ્રેમી,** |
| શુક્લપચમી. | "**પુષ્પ**"**ના** |
| | વન્દે માતરમ્ |

વાડીફળીઆ, પગથીઆશેરી.—**સુરત.**

આવાંજ નવ સુંદર ચીત્રોવાળી.



# વિનાશીની વામા !

ઐતિહાસીક નવલ કથા પૃષ્ટ ૩૫૦ ગ્લેઝ કાગળ પાકું પુઠું. કી. રૂ. ૩)

# રાજા ભરથરીનો ક્રોધ. અશ્વપાળની લાચારી.

રાજા ભરથરી અમર ફળ ફરી વાર જોઇને અચબો પામે છે.

સત્વર કહે પાજી, ત્હને આ અમરફળ ક્યાંથી મળ્યું,
જો રહેજ પણ જુઠું વદ્યો, તો જાણજે આવી બન્યું.



## માલવપતિ યોગેન્દ્ર

## શ્રી

# રાજા ભરથરી.

( હરિગીત. )

સમદ્રષ્ટિ યોગીરાજનું વિંધ્યાટવીમાં ઝુંપડું,
શોભી રહ્યું'તું વેદની ધૂને કરીને હુંકડું.
ગુરુદેવજી આશ્રમ વિષે હમણા સમાધિમાં હતા,
શિષ્યો સકળ શ્રી શારદા-દેવી મહીં રમતા હતા.

શું વન-લીલા દેવી અહા! વૃક્ષો ફળેથી ઝૂલતા!
પુષ્પો તણી પમરાટથી હૈયાં ઉમંગે ડૂલતાં.
આશ્રમ વિષે અવિનાશીનું શુભ નામ લલકારઇ રહ્યું,
સહુ શિષ્ય મંડળ શ્રીપતિ-લીલા અહા! ગાઇ રહ્યું.

ત્યાં એકદમ કંગાલ કો આવ્યો ધસી આશ્રમ વિષે,
ખાડા પડેલા પેટમાં કાયા મલિન દુર્બળ દીસે.
ગુરુદેવને ચરણે પડયો! દોડી! અરે! શી ઘેલછા!
અણુજાણુ એથી બાપડો કેઃ—"ગુરુ સમાધિમાં હતા."

કૈં પેટમાં પડતું નથી, લાગે કકડતી ભૂખ જ્યાં?
ઉપવાસ એ થાતાં બધાં બદલાય ભાવો મુખના.
ભૂખ્યાં જીવે વલખાં બહુ મારે ન કંઇ સુઝતુ નથી,
ભોજન વિના વિહ્વળ દશા! "પાગલ" બને! રુચતું નથી.

**बुभुक्षितैर्व्याकरणं न भूज्यते !**
**पिपासितैर्काव्यरसो न पीयते !**

(ભાવાર્થ) (ફેરી ભરેલી રસથીજ સારી-રાહ.)

ઉપજાતિઃ— ક્ષુધાતુરો વ્યાકરણો ન ખે શકે,
તૃષાતુરો કાવ્ય-રસો ન પી શકે.

ચિત્ત કયાંય પણ ચ્હોંટે નહિ, હસવું જરાય ગમે નહિ,
મન "અન્ન" વિણ કો અન્ય દિશા, વિષય માંહી રમે નહિ.
લાખો રુપૈયા ઠાલવો મ્હોં પાસ ભૂખ્યો ના જુએ,
શું સાંભળ્યું? લક્ષ્મી-નિધિ આ પેટની પીડા ખૂએ?

**જ્યારે જરૂરી જે પદાર્થો! તે સમય તે કામના,**
**ખાવાની જગ્યાએ નથી બચકાં ભરાતાં દામના.**
**જળની જગે જળ છે જરૂરી! ધૂળ જગ્યે ધૂળ છે,**
**જ્યાં ખપ પ્રસંગોપાત જે'નો તેવું તે'નું મૂલ છે.**

સૂઝે, ગમે, ગોઠે નહિ, ભૂખાવળાં જ્યાં થાય છે,
નિજ દેહ-શુદ્ધિ! કોણ છે આ? ક્યાંછ હું? ભૂલાય છે.
જળ-અન્ન વિણ ચાલે ન માંડી દીનથી તે શેઠને,
બીજું બધુ બાજુ! પ્રથમ ભાડું ચૂકાવો પેટને.

* * * * * *

સમદૃષ્ટિના ચરણો વિષે એ રંક જીવ લેટી પડયો,
"ભગવાન! ભાંગો દુઃખ" કે'તો ગળગળે સાદે રડયો.
ચૂકયા સમાધિ સ્પર્શથી! ઉષ્ણાશ્રુ પડતાં જાગીયાં,
રોતો દીઠો જ્યાં માનવી! ત્યાં તુર્ત કે'વા લાગીયાં.

"કયા બાત હે? અય વત્સ! કયું આયા? તુઝે કયા કામ હૈ?
કયું અંખિયાં ભરતે! તુમ્હારા ગાંવ કયા અભિધાન હૈ?
અયસી બિપત્તિ કયા ગીરિ? આયા ઇસી તું સ્થાનમેં?
બસતે સભી સાધુ ઇધિર કયા ફૂલ મિલેંગે રાનમેં"?

"ગુરુદેવ! હું કંગાલ દ્વિજ મ્હારૂં ધવલપુર ગામ છે,
આ રંકનું શુભ નામ હે ગુરુદેવ! શાન્તિરામ છે.
વિદ્યા ભણી તમ પાસ હું સંસાર માંડીને રહ્યો,
પણ અન્નનો દુષ્કાળ એ'વો જાય ના મ્હોડે કહ્યો."

"પત્ની અને પુત્રો પ્રભુ! ભુખ-દુઃખથી રીબાય છે,
કરુણાળુ! કાપો આ ગરીબી-કષ્ટ નહિ સ્હેવાય છે.
કલ્યાણકારી જગ્તના! છો આપ! આવ્યો યાચવા,
નિર્ધનપણાના કષ્ટ હે ગુરુ! તમ કૃપાથી કાપવા."

"બેટા ! તુમારી બાત ઔર બિલાપ સબ કુછ સચ્ચ હૈ,
લેકિન હમારી પાસ કૌડી એક ભી નહિ અર્થ હૈ.
અસતા સદા હમ રાનમેં ઉસસે હમારા કામ કયા ?
સાધુ પુરૂષકો લક્ષ્મીકા સારા જીવનમેં નામ કયા ?"

"ત્યાગી બિરાગી સન્ત હમ ફૂલ મૂલ ! દુસરા કુછ નહિ,
મીટે તુમારા દુઃખ વયસા કોઇ ભી સાધન નહિ."
આ શબ્દ સુણતાં વાર ને બ્રાહ્મણ-હૃદય ભાંગી ગયું,
"ફેરો અફળ મા'રો ગયો ! હતભાગ્યનું કૈં ના વળ્યું !"

પાછો ફરી એ કરગરી ગુરુદેવને ચરણે પડયો,
"કરુણા કરો દીન દાસ પર કંઇ પણ" કહી પુષ્કળ રડયો !
છો આપ સ્વામી સમર્થ ! શું ના થાય ? મ્હાત્મન્ આપથી ?
તમ ચરણ મસ્તક મ્હેં ધર્યું, હા ! ઉગરવા સંતાપથી."

અવલોકતાં અશ્રુભિની આંખો ! હૃદય પિગળી ગયું,
ફળ એક લઇ *તુંબી વિષેથી....દીન બ્રાહ્મણને કહ્યું.
"ઇસકા અમરફલ નામ શાન્તિરામ ! સુન કર લીજીએ,
જો ખાય ! વો ફિર ના મરે....હમ્મેશકે લીએ જીએ."

"ખા કર અમર હો તુમ....અગર ઇચ્છા ન હો તો સુનીએ,
કો છત્રપતિકો દીજીએ અરુ દામ ઉસસે લીજીએ,
ઉસસે તુમારા કષ્ટ સબ સચ માન કી મિટ જાયગા,
આયુષ્ય સારા ચમનમેં અચ્છી તરહ બીતાયગા."

* તુબડી

લીધું અમરફળ ઝૂકીને....વંદન કરી લીધી રજા,
આશિષ ગુરૂજીએ દીધી...."જા કર કરો બચ્ચા! મઝા."
આનન્દ માય ન અંતરે....લઇને અમરફળ ગૃહ ગયો,
નિજ નાર ગંગાને સવિસ્તારી પ્રસંગ સકળ કહ્યો.

"કંગાલ સ્વામી આપણે! ખાઇ અમરફળ કયાં જવું?
લાંબુ જીવી નિર્ધનપણાનું કષ્ટ નાહક વેઠવું?
માટે પતિ! માલવપતિ ભતહરિને આપજો,
કરજોડી કે'જો ભૂપ! આ લઇ કષ્ટ મ્હારૂં કાપજો."

"રાજન્ અમર થઇ રંક રૈયતને પ્રીતેથી પાળજો,
આ માળવાનું રાજ્ય રાજા ભરથરી સંભાળજો.
સ્રીની સલા' સસ્નેહ સ્વામી શાન્તિરામે સાંભળી,
ચાલ્યો અમરફળ આપવા....માલવપતિ મ્હાલય ભણી.

* * * *

ઉજ્જયિની નગરી જે અવનન્તિ હાલમાં કે'વાય છે,
ત્યાં આણુ ભૂપતિ ભરથરીની આ સમય દેવાય છે.
નૃપાળ નીતિ—ન્યાયમાં! ખામી નહિ રાખે જરા,
શાણા સચીવો, શૂર સરદારો! બધાંય કહ્યાગરા.

જીતી પ્રજાને પ્રેમથી....રાજા દિવાળી ઉજવે,
સતન્યાયથી સંતુષ્ટ લોકો "ધન્યના" શબ્દો કહે.
પણ આજ થોડા દિવસથી ભૂપાળ બદલાયો હતો,
ભતૃહરિ દરબારમાં પ્હેલાં સમાન ન આવતો.

સત્તા સકળ સોંપી દિધી લઘુ ભ્રાત વિક્રમરાજને,
પોતે પડયો'તો સ્નેહ-સિન્ધુ-સ્નાન ભૂલી કાજને.
વિક્રમ મહા શુરવીર રાજ્યનીતિજ્ઞ રાજ્ય ચલાવતો,
નિજ વડિલ બંધુની જરૅજર ખોટ પૂરી પાડતો.

માલિનીઃ–[વચન સર્વ સાચાં વિક્રમા બંધુ ત્હારાં.-]

ભરથરી ભૂપ જ્યારે...પ્યારી સ્ત્રી પિંગળા શું?
રતિ–રસ થઇ લૂટે...છેક કામાંધ લટ્ટુ.?
શશીમુખ કમળાક્ષી...ને યશામાલતી જે,
નયનશરથી રાજી...રાખતી રંગમ્હેલે.

શિખરિણિઃ-(પ્રભો!અંતર્યામિ જીવન જીવન દીન શરણા.-રાહ)

બન્યો ગાંડો રાજા'''સ્વરુપ નવીં રાણીનુ નિરખી,
ગઇ શુદ્ધિ, બુદ્ધિ "નયન! પડતાં! પ્રેમ-ભુરકી.
જપે માળા પ્રેમી! અહરનિશ...જે! મસ્ત પ્રણયે,
પિયે પ્રીતિ–દારૂ...શુધ-બુધ–ન રે'! ઘેન નયણે.

(હરિગીત.)

સૌન્દર્ય નિર્ખી પિંગળાનુ દેહ–ભાન ભુલી ગયો,
કર્તવ્ય–પથ ચુકી પ્રણય–સાગર વિષે ડુલી ગયો.
નિર્ખે શશીમુખ રાણીનું....નિજ ધ્યાન ચુકયો રાજનું,
સોંપી દીધું સંભાળવાનુ ભાઇને સહુ તાજનું.

દિનરાત રંગભુવન વિષે....થઇ પ્રેમ–મસ્ત પડી રહે,
સ્વર્ગીય લ્હાવા **પિંગળા**–અધરોષ્ટના પાને લહે.
**વિક્રમ** તણી વિનતિ થકી **ભર્તૃહરિ** દરબારમાં,
આજે બહુ દિને પધાર્યો' તો સુન્યાયાગારમાં.

સેવક, સુમન્ત, સહીત સહુ સરદાર, બહુ રાજી થયા,
સદ્‌ભાગ્ય **શ્રી માલવપતિના** આજ મુખ–દર્શન થયા.
સોના તણો ઉગ્યો સુરજ સહુને મને દરબારમાં,
આનન્દ હર્ષ તણા પૂરો....ઉછળી રહ્યા સરદારમાં.

કવિ–ભાટ મંગળમય કવે....ઉત્સવ રુડો ઉજવઇ રહ્યાં,
દરબારગઢના આંગણાં પાવન પુનિત પગલે થયાં.
શોભા અનૂપમ આજ શી? મનમુગ્ધ ઉભરાતી હતી,
કો ગાયિકા મંજુલ સરોદે....નૃત્ય સહ ગાતી હતી.

હોરીઃ—[અરે...કોઈ શ્યામને સંદેશો કે'જો...રાહ.]

ગાયિકાઃ—હાં...રે...કહ્નૈયા...
મસ્તી કરે શું આ'વી?(૨)
બળી! હું બાળાને લજાવી...કહ્નૈયા...

જમનાના જલ...ભરવા આવી...
(જાણ્યું?)...જલ જમનાનું...(હું તો!) ભરવા આવી...
લલચાવા! મધુ! બસી બજાવી...(૨)
હું મુઇ! ભોળી...(ને) ફસાઈ......
આવી...ઘેલી દિવાની બનાવી...કહ્નૈયા...

કાનમાં ફૂંકુ કંઇ! કરી બોલાવી...(૨)
સમજી ન હું! ઠગ વિદ્યા તહારી...(૨)
અટકચાળા! મ્હારી ગગરી ...છલકાવી...
શીદને મ્હને ત્હેં સતાવી...
લુચ્ચા! મસ્તી કરે શું આ'વી...કહ્નૈયા.

તોફાની! પડી પૂંઠે...થકાવી...(૨)
શોભ અને મર્યાદા મૂકવી...(૨)
ઓઢણી આછી ભિંજાવી...જા...બા...
હા...બા...ત્હેં તો રડાવી...કહનૈયા.

લઇ ફરી મીઠી...મુરલી બજાવી...(૨)
હું રોતીને...રોવું ભુલાવી...(૨)
કે'વી મઝા'? કહી હી...હી...હસાવી...
ઘડી ભર ગમત ઝમાવી...કહ્નૈયા.

ઊર્મીમય-ધારા વિશ્વે વહાવી ..(૨)
જનક-જગ્યા (ત્હેં) જગદીશ! સુહાવી...(૨)
બંસી બજાવી...ચાક ચ'ડાવી...(૨)
સૃષ્ટિને મન...ભાવી...મસ્તી...
મર્યાદિત...*મધુ! આ'વી...કહ્નૈયા.

---

મંદાક્રાન્તાઃ—[તે પંખીની ઉપર પથરો...રાહ]
આ'વી આ'વી મધુર ગમનો થૈ રહી છે સભામાં,
દૈવી શોભા! ઝગઝગી રહી! પુછવું શું પ્રભામાં?

---

*મધુસૂદન.

# સચીત્ર ! ખૂની કોણ? છુપી પોલીસની વાર્તા



ડીટેકટીવ દેવેન્દ્રનું નવું પ્રાક્રમ, જરૂર મગાવો. ફક્ત નવ આનાની
ટીકીટ મોકલો.

વિદ્વાનો ને કવિગણુ વિષે વાદવિવાદ ચાલે,
રાજા રીઝે ! કઇ રીતિ વડે ! એજ સૌ ધ્યાન આલે.

ઉપજાતીઃ—[ કેરી ભરેલી રસથીજ સારી–રાહ. ]

એવે સભામાં પ્રતિહાર આવ્યો,
"આજ્ઞા" પ્રભુ ! કિંકર અર્જ લાવ્યો.
ભૂદેવ કંગાલ બહાર કો છે,
શ્રીમાનને જે મળવા ચહે છે.

(હરિગીત)

આજ્ઞા થતાં રાજેન્દ્રની સહુ નૃત્યગાન શમી ગયાં,
પરિચારકો, પરિચારિકા, ગાનારી સ્વસ્થાને ગયાં.
ન્હાના વિધિ વાજીંત્ર તાલ મૃદંગ બંધ બધાં થયાં,
જિજ્ઞાસુ ડોળા સર્વના દરબાર–દ્વાર પ્રતિ વળ્યાં.

વસન્ત તિલકાઃ-( નિદ્રા મહીં નહિ હતું તન ભાન જ્યારે–રાહ. )

શાન્તિ સભા સકળમાં પથરાઈ ગૈ છે,
ભૂપાળને પણ અધીરઈ ખૂબ થૈ છે.
સન્માનથી ! દ્વિજ ! નિશંક પ્રવેશવા દ્યો !
પૂજ્ય પ્રબંધ તમ શીર અમાત્યજી લ્યો.'

માલિનીઃ— નમન નૃપ કરે સૌ...વિપ્રને તે સમે હા !
ઉઠા જઈ અરપે જ્યાં ભૂપતિયો સ્વજગ્યા.
અરરરર ! વિપ્રો એ...આજ નિક્ષાર્થ ભટ્કે,
અધમ ! અધમ વ્હાલી ! અંતરે ખૂબ ખટ્કે.

ભુજંગી—( પિતાની કૂહાડી લઇ બાળ ન્હાનો—રાહ )

ગયાં જ્ઞાન ને ભાન વિદ્યા વિવેકો,
રહ્યાં ક્યાંઇ પાંડિત્ય! એ! નૂર' પેખો.
નહિ સ્નાન સંધ્યા! પૂજા કાંઇ જાણું,
ગૂમાવ્યું બધું! ભીખના મોજ માણું.

(હરિગીત)

આવ્યો સભામાં બ્રહ્મ ઉઠી **ભરથરી** રહામો ગયો,
બે હાથ જોડી **માળવાનો** ભૂપતિ ત્હેને નમ્યો.
કુમ કુમ લઇ અક્ષત સહે પૂજા કરી ચંદ્રક કર્યો,
લીધો સુભાશિર્વાદ દ્વિજના હૃદયનો! હર્ષિત થયો.

આસન કનકનું આપીને સન્માન સહ બેસાડીયો,
ક્યાંથી પધારો? પ્રશ્ન પ્રેમે રાજવીએ પૂછીયો.
અથથી ઇતિ ઇતિહાસ **શાન્તિરામ** ત્યાં નિજ કહી ગયો,
"શા કારણે મ્હેં ગૃહ તજ્યુ? શા માટ જંગલમાં ગયો."

"કે'વી રીતે ત્યાં **સદ્ગુરૂ** **સમદ્રષ્ટિ**ના દર્શન થયા?
વિસ્તારી હાલ દયાજનક મ્હેં એમને મ્હારા કહ્યા.
આપ્યું **અમરફળ**! આ રહ્યું! મહારાજ! એ સ્વીકારજો,
આરોગી થાવ અમર! અમારાં દીન-દુઃખ નિવારજો."

લીધું **અમરફળ** રાજવી! સહુને બતાવી એ રહ્યો,
વસ્તુ અલૌકિક જોઈ નહિ અંજાય એ'વો છે કયો?
બોલાવી કોષાધ્યક્ષને આજ્ઞા કરી રાજેન્દ્રએ,
કે:—"એક લક્ષ સુવર્ણમુદ્રા દાન દયો આ બ્રહ્મને."

નિર્ધનપણું ફીટી ગયું, બક્ષીસ બહૂ મ્હોટી મળી,
આશિષ દઇ પંથે પડયો અભિલાષ અંતરની ફળી.
લઈ **અમરફળ** મ્હેલે પછી ભૂપાળ **ભર્તૃહરિ** ગયો,
આરોગવું ! યા ના ? ઉપસ્થિત પ્રશ્ન અંતરમાં થયો.

દૈવી-પ્રસાદી આખરે આરોગવા નિશ્ચય કરી,
લીધી કટારી કાપવા પ્રિય **પિંગળા** ત્યાં સાંભરી.
"હે **પિંગળા** ! પ્યારી ત્હેને ! વિસરી અહા તદ્દન ગયો,
ભામા મુકી ભરથાર એકલપેટ આજે જો થયો !"

"ઉન્મત્ત યૌવન-પુષ્પ ત્હારૂં સુપ્રફુલ્લિત રાખવા,
નાજુક ધવલ તુજ હસ્તમાં અર્પિશ મધુરસ ચાખવા.
આરોગી એને એકલો હું અમર થઇને શું કરૂં?
એથી રુડું ખવડાવી તુજને ! જીન્દગી પ્રેમે ભરૂં."

શાર્દુલવિક્રીડીતઃ-[જાણે જે તપ છે એજ છે ધન ખરૂં—રાહ]

પાછું વિંટી રુમાલમાં **ભરથરી** મ્હેલે જવાને ફર્યો,
'સૌંદર્ય ! તુજ **પિંગળા**' નૃપતિને ! પ્રેમાંધ ! ઘેલો ! કર્યો.'

શૃંગારો સજી સોળ રંગભુવને સમ્રાજ્ઞી આશા ભરી,
જોતી રાહ અધીર કિન્તુ હૃદયે ! ન્હોતો શ્રી **ભર્તૃહરિ**.

ઉપજાતિઃ- એ **પિંગળા** નીચ પથે પળી'તી,
દુષ્કર્મ કીધું ! નહિ શું ધૂ રહી'તી.

નેત્રે મુકી આબરુ, કૂળ નીતિ,
કીધી હતી અન્ય પુરૂષ-પ્રીતિ.

ભુજંગી:- હતો યાર ઘોડારમાં નીચ જાતે,
પડી પિંગળા પ્રેમમાં તે'ની સાથે.

લજાવી જનેતા તણી કૂખ ધિક્કઃ!
કયહાં રાજ-રાણી ? કયહાં અશ્વપાલઃ ?

(હરિગીત.)

આજ્ઞા કરી છે દાસીને "જા યાર તેડી લાવ તું,
બહુ કામ વ્યાપ્યો અંગમાં જલ્દી જઇને આવ તું.
ચંદન શરીરે ચોપડ્યું તદપિ શિતળતા થાય ના,
ઉતાવળી જા ! દાસી ! ઝા'ળો મદનની જીરવાય ના."
"ખાવું પિવું મનભાવતું ચિત ક્યાંય પણ ચ્હોંટે નહિં,
કામે કરી અકળાયલી (હું) મુજને કશે ગોઠે નહિં."
આજ્ઞા થકી પરિચારિકા ગઈ યારની ઘોડારમાં,
જે દ્રશ્ય જોયું તે થકી હિંમત છૂટી પળવારમાં."
પાષાણ-પૂતળીવત્ થઇ ગઇ સ્થિર ડગ ચાલે નહિં,
પાપણ સરીખા આંખના પલકે નહિં ! હાલે નહિં.
દેખાવ એ'વો શો હતો ? કૌતુક શું જોયું દાસીએ ?
એ દ્રશ્ય ભીષણ શું હતું ? તે વાત વાંચક ! વાંચીએ.
* **માલા** તણી ફરિયાદથી **વિક્રમ** અહીં આવ્યો હતો,
આગળ થકી "હું આવું છું." સંદેશ ના કા'વ્યો હતો.
જ્યાં અવ્યવસ્થિત અશ્વ જોયાં....ક્રોધ દીલે વ્યાપીયો.
લઇ ચાપખો, એ અશ્વપાલક-પીઠ પર ઉઆમીયો.

* અશ્વપાલનો નોકર.

ઉપજાતિ:—ઘોડારમાં મદ્યની ગંધ મારે.
સીસા પડેલા બહુ * દીશ ચારે.
વેશ્યા - ગૃહે જાય હંમેશ રાતે,
જતાં દીઠો મ્હેં પ્રભુ ! ખૂદ જાતે.

(હરિગીત)

માલો બધું ઓકયો જતો, ને અશ્વપાલક કરગરે,
વિક્રમ પૂછે ફટકાવતો..."આખો દિવસ તું કયાં ફરે ?"
"મૂકો ! જવા દયો ! આજથી દુર્લક્ષ કો દી નહિ કરૂં,
બાપૂ ! હવેથી રાત દિન હું ચાકરી નકકી કરૂં."

શિક્ષા કરી વિક્રમ ગયો, કે દાસી એ દાખલ થઇ,
"શ્વાસેભરી આવી" અજાણી વાત થઇ જાણે કહી.
"પ્રીતે પધારો મ્હેલમાં તમ રાહ રાણીજી જુએ,
કળ આપ વિણ પડતી નથી....સ્હેજે નિરાંતે ના સુએ."

(અશ્વપાલને છૂપે રસ્તેથી રણવાસમાં તેડી લાવી દિવાનખાનામાં બેસાડી, ચતુર દાસી રાણીના શયનગૃહના દ્વારે આવે છે.)

*દાસી:—(બ્હારથી.) ...સાખી...

શૃંગારે સજ થઇ રહ્યા...ઢેલ ! પધાર્યા મોર !
ચિતવન જેનું ચિત્તમાં...આવ્યા પ્રેમી ચોર...

---

* દીશાએ

(* પૂર્વે અંતઃપુરમા રાણી અને રાજકુવરીઓની સખીઓજ દાસીનુ કાર્ય કરતી હતી)

ચંદ્ર! ચકોરી આવીયો!...કુમુદિની! અલી! તુ ચેત!
કમલિની! ઉઘાડ પાંખડી...જો રવિ બોલાવેછ.

ચાતકી મેઘ પધારીઆ..તૃષા હવે છીપાવ,
વિરહાગ્નિ પિયુ–ભેટથી...બ્હેની! સર્વ બુઝાવ.

(પ્રત્યુત્તર)

રાણી:—પ્રફુલ્લ થઈ *ફુલ પાંખડી...ભ્રમર! પ્રવેશ કરાવ,
થોડું બોલો! બ્હેંકતા...છેક! જરા શરમાવ.

અણુઘટતુ ન ઉચારીએ...બહુ નહિ ફાટી જાવ,
થોડામાંજ મઝા પડે...અતિ લોભી મા! થાવ.

વેણી ગજરે ગૂંથી છે...ફરી ફરી ઓળ્યા કેશ,
આછા અમ્બર ઓઢીયાં. ઝળાહળ નૌતમ વેશ.

ધરી ગુલાબી કંચુકી...ચરણ! નુપુર–ઝંકાર,
રસિયો રીઝે રૂપથી...સોળ સજ્યાં શૃંગાર.

દાસી:—હ્યો! ત્યારે હું જાઉં છું...ઘૂસાડુ છું ચોર!
જોઇ! બરાબર ઝા'લજો ...કરે ન શોરબકોર.

રાણી:—બહુ સારૂ! ડા'પણ તજી...જા...ઝટ કર ના વાર,
ઝટપટ મોકલ પ્રિયને...મ્હેણાં થોડાં માર.

દાસી:—સમય સાંપડે...સહુ કહે...એ'માં શાની ખીજ?
ઈનામ હું તો લૈશ બા! (હા) એક અમૂલી ચીજ!

*કમળનું ફૂલ

રાણી—આપીશ નવસર હાર...જા...વ્હેલી મેળવ કાન્ત!
લ્હાય હૃદયની હોલવે...તન-મન થાયે શાન્ત.

પરિચારિકા પ્રયાણ કરી જાય છે. પિંગળાના શૃંગાર ભુવનનું રંગ-દ્વાર ખૂલે છે. વિક્રમના માર ખાઇ આવેલો...અશ્વપાલ ..પોતાને અન્દર બોટી કુર્યાથી...રીસનો માર્યો હાથમાં ઘોડાનો ચાબખો...કે જે રાણીને બતાવવા ઘોડારમાંથી સાથેજ લઇ આવ્યો હતો, તે લઇ અંદર પ્રવેશ કરે છે.)

ભુજંગીઃ— ઉડી દોડી! હા ભેટવા યારને એ,
ભુવે ભાન! જો! જો! બને અંધ કામે.
હશે જગતમા "પાપ શું" એ વિસારે,
ફરે બુધ્ધિ! માથે ભમે કાળ ઝા'રે*!

ધસી આવતી પિંગળા ભેટવાને,
દિઠી દૂરથી દુષ્ટ એ અશ્વપાલે.
પડી આખ ઝાં'+ ચાબખે! રાણી ધાતી,
રહી સ્થિર ઝાં' ત્યાં નહિ ચાલી છાની.

દોહરોઃ—[ઓ ઇશ્વર બક્ષીએ તહને...રાહ]

અશ્વપાલ (ને) અવલોકતા...સુરખી ઉડી સર્વ!
સ્ફૂર્તિ અંગે ના રહી...ગયો રૂપનો ગર્વ!
રક્ત નેત્ર આશક તણા...માશુક ટક ટક જોય,
હાસ્ય-નૂર મુખના ગયા...મદન! રહ્યું ના કોય.

---

* જ્યારે. + જ્યાં.

ઉપજાતિ:-- ત્રિકાળ મોઢું અવલોકતાં એ!
ઢીલાં થયાં ગાત્ર ખુશી થતાં જે!
પાસે પછીથી ડરતી ગઇ એ,
પૂછયું ધિરે...'કોઇ કસૂર થૈ છે?'

(હરિગીત)

મોડું થયું બસ કેમ? ખોટી થાઉં નહિ દરકાર એ,
ત્હારે મને શું એમ? કે:-"આ અશ્વપાલ ગમાર છે.
કાપે ગળું કે દી અમારૂં શો ભરોસો રાં....ડનો?
યારી હવે કરવી નથી....કોઈ દિવસ તુજ સંગમાં!

તવ પિંગળા બોલી...."પિયુ! ગુસ્સે થવું એ ના ઘટે,
ભરથાર ભૂપ તજી નિરંતર પિંગળા તમને રટે.
માલવપતિની માનીતિ મહારાણી તમને ચ્હાય છે,
કે'વી તમારા પ્રેમની ખાતર અધીરી થાય છે?"

"શણગાર હું સજતી હતી....શૃંગારભુવનમાં પિયુ!
મ્હારા મને રસિયો રીઝે! તમથી અધિક વ્હાલું કયું!
છો ભાગ્યશાળી આપ! પૂર્વે પૂણ્ય-કૃત કીધાં હશે,
કયાંથી નહિ તો પિંગળાના હૃદયમાં તમ સમ વસે?"

"જા! જા! બધાં બ્હાનાંછ એ! સૌ પ્રેમ જુઠ્ઠો તાહરો,
છોડું હવેથી મ્હેલ આ એ અંત-નિશ્ચય માહરો."
જ્યાં રોકવા રાણી ગઈ....ત્યાં પીઠ પર ફટકો પડયો,
વિક્રમ ઉપરનો રોષ....રાણી પિંગળા પર ઉતર્યો.

# ભરથરી પીંગળા ભેટ !



તીરછાં હૃદયના બાણથી. બિંધ્યા હૃદય દૃગોં તમે.
પ્રેમાળ પીંજરમાં પુર્યા, પ્યારી' હવે કેદી અમે

ઉપજાતિઃ- ફર્ક્કા પરે ! હા ! પડતાંજ ફર્ક્કા,
રાણી *હદેથી...રડતાંજ છૂપાં,
મુંગે મુખે માર બધો સહન્તા,
નેને+ અરે ! ઉષ્ણુ નિરો વહન્તા.

ચર્ણે પડી પાલવ પાથરીને,
કામાંધ રાણી ! હજુ કર્ગરે છે.
"કૃપા કરો ન્હાથ ! તને બળે છે,"
(તદપિ !) પાષાણુ હૈયું નહિ પીગળે છે.

સત્ય છેઃ--"**कामान्धो नैव पश्यति !**"
(કામાંધ કશુંજ જોતો નથી.)

(તેમજઃ-પાષાણુ હૃદયો અશ્રુ-જલના પ્રવાહો વહેડાવ્યે પણ પલળતાંજ નથી)

(હરિગીત.)

રે ! સૂર્યના રશ્મિ ઉહ્નાં જેણે સહ્યા નહિ જીવનમાં !
સુકુમાર તે તન-ગૌર પર શા! રકત-સોળો સુજીયાં ?
નહિ શબ્દ સરખો સાંભળ્યો નિજ જીન્દગીમાં કોઇનો !
ટપલો, ટુંકારો ના સહ્યો ! મહિયર, શ્વસુરમાં કોઇનો !

અજ્ઞાત છે જે "માર" એ'વી ચીજથી દુનિયા વિષે,
લોહી-તસો ત્હેની પીઠે આજે કૂટેલી શી દિસે ?
રે ! દાસ દાસી સહસ્ત્ર જે'ને રોજ ચરણે ઝૂકતા,
જે'ની નિકટ માલવપતિ જેવા સ્વમાનો મૂકતા.

---

* હૃદયથી. + આંખે.

મ્હારાણી એ માલવ તણી કામાંધ થૈ શુદ્ધિ ગઇ,
હલકા તુખમના નીચને! પાયે પડી વિનવી રહી.
કામી! અરેરે! અંધ! "પોતે કોણ" કૈં નવ પેખતાં,
"ઉંડો કુવો કે ખાઈ છે?" અન્નાડી એ નહિ દેખતાં.

આંખો મિચી અન્દર પડે, પાછળ પછી પસ્તાય છે,
'સારૂં! કર્યું ના હોત જો!' એ'વી વિમાસણ થાય છે.
રે! કામ–શરથી કેટલાં (યે) હૈયાં કુણાં વિંધાય છે,
વાગેછ જે'ને પંચ–શર "પાગલ–દિવાના" થાય તે.

**ડા'પણ ડુલી જાયે બધું....પાગલપણે મૂકાય છે,**
**એ પુષ્પધન્વા–તીરથી બે આંખ ફૂટી જાય છે.**
***સુરદાસ થાતાં સત્ય રસ્તાની સ્હમજ પડતી નથી.**
**ખાધા વિના ઠોકર! ગયેલી શુદ્ધ સાંપડતી નથી.**

કૂવે પડે છે! પ્રાણીઓ! પૂંઠે નિકળવા સ્હાય છે,
જાણ્યા છતાં ઝુકે જળે! ગોથાં પછીથી ખાય છે.
અક્કલ નહિ છાંટો છતાં અક્કલ લ'ડાવા જાય છે,
જાણેછ ઝેરવાશે નહિ અણુસમજુ તો પણ ખાય છે.

સારી રીતે જાણે છ+ કે આ ઝે'ર છે, તો પણ પિયે,
વાવી લણે મતિમંદ! કૂ–ફળ! દોષ ભાવિને દિયે.
કરતાં કરે પશ્ચાત્ પસ્તાવો ભયંકર થાય છે,
ત્યારેજ પાપી–વૃત્તિ સાથે કામને નિન્દાય છે.

---

*આંધળો. +છ=છે ( સર્વ સ્થાને વાંચવો. )

એ ચર્મચક્ષુ! જ્ઞાનચક્ષુમાં પછી પલટાય છે,
માયા મરી ફીટી જગત આ બ્રહ્મમય દેખાય છે.
કામાંધના ઇતિહાસમાં કોટી ભર્યાં છે દાખલા,
પરિણામ "પશ્ચાતાપ" અંતિમ કોણ નહિ જાણે ભલા ?

ઉપજાતિ:— જાણે છતાંએ બનતા અજાણો,
ખૂબી ખરી તો રહી એ પ્રમાણો. !
જાણેછ આ "પાપ" છતાં ડરે ના !
આ "પુણ્ય" પ્રીછે તદપિ કરે ના !

* * * *

પ્યારા ! પટાવ્યો ! કહી પિંગળાએ !
વ્હાલમ્ મનાવ્યો ! વળગી વહાલે.
પ્યારી કહીને કર કંઠ નાખ્યો,
કામી પુરુષ...રસ મિષ્ટ ચાખ્યો.

શૃંગાર નાગો બહુ એ કરે છે,
*વક્ષઃથી રાણી–પટ રે ! સરે છે.
અશ્લીલ આલિંગન ધિક્ક એવાં,
નિર્લજ્જ શું ! ચુંબન–ગાલ લેવાં.

દોહરો:— નેત્રપલ્લવી, અડપલાં...ચાળા ઓલો નીચ,
નયન વિકારી એકના...જુઓ આંધળી પ્રીત.
નિર્ભય કામી–પ્રેમીઓ...વિસરે ડર–પ્રભુ ! પાપ !
ભ્રમર મરે કમળે ! મતિ...વિફરે નિકટ વિનાશ.

* * * *

---

*રતન પ્રદેશ

( હરિગોત. )

ત્યાં લાગ જોઈ અશ્વપાલે વાત વિતેલી કહી,
"ત્હારા દિયરના હાથથી મ્હારી દશા ભુંડી થઇ."
ક્રોધે ભરાઇ સાંભળી! મુખ રકત રાણીનું થયું,
અપમાન નિજ આગળ કરેલું વિક્રમે તાજું થયું.

*     *     *     *

( એક બે વર્ષ અગાઉનો બનાવ. )

બે બંધુ વિક્રમ! ભરથરી! દિન એક મૃગયાએ ગયા,
સમ્રાજ્ઞી પણ સ્ત્રી-રાજ-હઠ લૈ સંગ શિકારે ગયા.
વાદળ ચઢી આવ્યું....ત્યહાં! વરસાદ વરસ્યો જોરમાં,
શબ્દો નહિ કાને પડે....વિજળી-કડાકા-ઘોરમાં.

સૂઝે ન દીશા કોઇને....અણધાર્યું અંધારૂં થયું,
ગમ કોઇની નહિ કોઇને કે કોણ? કયાં કયાં જઈ રહ્યું?
અણચિંતવી આ આફતે રાજન્ બીજે રસ્તે ગયો,
દુર્ભાગ્યવશ વિક્રમ બિચારો! પિંગળા સાથે થયો.

લીલા કરી થોડી! પછી એ મેઘરાજ શમી ગયાં,
ભગવાન ભાનુદેવનાં અજવાળીયાં આછાં થયાં.
પટકૂળ ભાભી-દિયરનાં વરસાદથી પલળી ગયાં,
જળબિન્દુઓ એ ચીરથી નિતરે....નિગળતાં બે થયાં.

અંગો અખિલ ભિંજાયલા શીતે કરી ધ્રૂજે મહા!
ગગડાટ ઘોર ગગન તણા કાને હજુ ગૂંજે અહા!
બારીક ઝીણી જાળ જેવાં ચીર રાણી પ્હેરતાં!
ભિંજાઇ અંગે ચ્હોંટીઆ! જાણે નવસ્ત્રા શું હતાં?

ગાત્રો સકળ દેખાય આછાં ને ભિનાં એ ચીરથી,
નિગળી રહ્યું લાવણ્ય માંડી ચર્ણથી તે શીરથી.
અવળા મુખે વિક્રમ ઉભો! બંધુ વિષે વિમાસતો,
"પણ કૈં નહિ એ વીર છે." મન પાછું પોતે વાળતો.

આ બાજુ વિક્રમસિંહ બંધુના વિચારો જયાં કરે,
ત્યાં રાણી પાછળથી દિયરની સ્હોડમાં ધીમી સરે.
એકાન્ત સ્થળ અવલોકતાં ફૂવાસના ઉર ઉદ્‌ભવી,
વિક્રમ સ્વરૂપે લાગીયો....શું કામદેવ બીજો નથી?

* * * *

એકાન્ત છે દુશ્મન મહા! યુવાન નર ને નારનો,
એકાન્ત ભૂલાવે ભલાને! ભેદ સારાસારનો.
સોબત કરાવે પાપની! જે ચીજ તે એકાન્ત છે.
નીતિ ચુકાવે આપણી! જે ચીજ તે એકાન્ત છે.

વૃત્તિ જગાડે વિષયની! જે ચીજ તે એકાન્ત છે,
બટ્ટો લગાડે આબરૂને! ચીજ તે એકાન્ત છે.
શું "પાપ" એને ઓળખાવે! ચીજ તે એકાન્ત છે,
જે ભાવના નિર્મળ ભમાવે! ચીજ તે એકાન્ત છે.

નિષ્પાપ હ્રુદય પતિત કરાવે! એક એ એકાન્ત છે,
નિર્દોષને દોષિત ઠરાવે! એક એ એકાન્ત છે.
ડાઘો લગાડે દીલમાં જે ચીજ તે એકાન્ત છે,
જીવન્ત પધરાવે ચિતામાં! ચીજ તે એકાન્ત છે.

સંશય અણાવે સ્હેજમાં! જે ચીજ તે એકાન્ત છે,
પાઠો ભણાવે ભેદના! જે ચીજ તે એકાન્ત છે.
છૂપા જણાવે મર્મને! જે ચીજ તે એકાન્ત છે,
છેવટ કરે વશ શર્મને! જે ચીજ તે એકાન્ત છે.

દુર્બુદ્ધિ જોગીમાં જગાવે! ચીજ તે એકાન્ત છે,
વૈરાગ્ય વૃત્તિને ભમાવે! ચીજ તે એકાન્ત છે,
જે પાપને ફાંસે ફસાવે! ચીજ તે એકાન્ત છે.
પગ નર્કકુંડ વિષે મુકાવે! ચીજ તે એકાન્ત છે.

સ્વછંદનું જો પગથીયું, તો ચીજ તે એકાન્ત છે,
ફિટ્કારનું જો મૂળીઉં, તો ચીજ તે એકાન્ત છે.
ભંગાણ પતિ–સતી–ધર્મનું, જે ચીજ તે એકાન્ત છે,
મંડાણ પાપ અધર્મનું, જે ચીજ તે એકાન્ત છે.

**ઝે'રી ફુલોનું ઝાડ એ! ઝે'રી ફળો ને બીજ છે,**
**સ્પર્શો ન એ'ને સ્વપ્નમાં એકાંત બૂરી ચીજ છે.**
**ઝે'રી હવા એકાન્તની ભૂલેચુકે લેશો નહિ,**
**લેશો પછી નક્કી નિરોગી જીવને રે'શો નહિ.**

**ઝે'રી ઝરો એકાન્તનો! ઝે'રી ઝરણુ એ'માં ફુટે,**
**પાણી પિવા તે જાય! જે'ના પૂણ્ય પરવારી ઉઠે.**
**ઝે'રી જળાશય જોઇ એ! જાશો નહિ પ્યાસી તહિં,**
**જળપાન ઝે'રી જો કર્યું? આરોગ્ય જળવાશે નહિ.**

એકાન્ત અન્ય ઉંમાપતિનો કુંભ વિષનો જાણજો,
એકાન્ત પર–નર–નાર *ના....વે એ પ્રસંગજ આણજો.
મળશો ન સગ્ગી ભાભી સાથે દિયર પણ એકાન્તમાં,
મળશો ન બંધુ બ્હેન પણ મ્હોટી વયે એકાન્તમાં.

એકાન્ત વસ્તુ કાળજે અંગારના સરખી દહે,
એકાન્ત એ શોધો ઋષિ સન્યાસીઓ જેને ચહે.
રે! ધર્મ! હિન્દુ–શાસ્ત્ર! તો કે' છે વધીને એટલે!
પરણેલી યા વિધવા સુતા સાથે પિતા પણ ના રહે.

યુવા અપરમા સાથ મળવા પુત્રને નિષેધ છે,
કળિયુગ, ત્રેતા, સત્ય, દ્વાપર યુગ યુગે એ ભેદ છે.
સંતાન વીર–કુણાલ પર મા સાવકી મોહી હતી,
ઓખા–નુપુર–ઝંકારથી શુદ્ધિ શિવે ખોઇ હતી.

જ્યાં એક લોહીનાં અને આત્મીયને પણ ના કહી,
ત્યાં પર–પુરૂષ પર–નારને મળવાની વાતો ક્યાં રહી?
એકાન્ત અપજશ ધોધ છે, છાંટા ઉડાડે શુદ્ધને,
ચેપી નઠારો રોગ એ ભ્હેંકાવી દે છે બુદ્ધને.

---

* ન આવે.

સર્વ યુવક–યુવતિ તણો દુશ્મન પ્રચંડ ગણાય જે,
તે એક એ! બસ એક એ! એકાન્ત છે! એકાન્ત છે.
જે પાપ, ભ્રષ્ટાચાર, ને દુષ્કર્મનો વિશ્રાન્ત છે,
તે એક એ! બસ એક એ! એકાન્ત છે, એકાન્ત છે.

દિયર અને ભોજાઇ દૈવવશાત્ સપડાઈ ગયા,
વિક્રમ અને એ પિંગળા એકાન્તમાં આવી ગયા.
નિર્ખી સ્વરુપ વિક્રમ તણુ મોહાંધ રાણી એ થઈ,
નિજ ભાન ભૂલી રૂપ એ એકી ટશે નિર્ખી રહી.

કામી વિકારી ભાવ આંખોને વિષે ઉભરઈ રહ્યો,
મા–પૂત્રનો એ પ્રેમ નિર્મળ પલકમાં પલટઈ ગયો.
**થાતાં પતિત વિચારમાં કામે ધનુષ્ય ચઢાવિયું,**
**ખેંચી કમાન મૃદુ કુસુમ-શર પિંગળાને મારિયું.**

વાગ્યું હૃદયમાં રાણીને! કામાંધ સહસા થઈ ગઇ,
જેણે કરી બે જ્ઞાંનચક્ષુ આંતરિક ફૂટી ગઈ.
ઢોંગી બની બેહોશ એ બહુ ધ્રૂજતી બાઝી પડી,
વિક્રમ વિમાસણમાં પડયો, રાણી બહુ રહી'તી રડી.

"કંપિત લતા સમ કાય કંપે, વા શિતળ બહુ વાય છે,
કો' કયાં ગયા ભાઇ તમારા ? જીવ મમ ગભરાય છે.
હાં! હાં! કરો શું માત ઓ? આ આપને છાજે નહિ,
વર્તન અસભ્ય તમારૂં માતા! દીલ કાં દાઝે નહિ?"

"પળવારમાં આવી જશે અહિં ભાઇ મ્હારા ભરથરી,
ગભરાટ છે આ નિષ્પ્રયોજન બંધુ બળમાં કેશરી."
આ શબ્દ વિનયી સાંભળી, બેશર્મ બોલી પિંગળા,
"વ્યાપે શરીરે શિત ! અહો કર ! હુંફ આવે કંઇ ભલા !"

વિક્રમ નિખાલસ દીલનો ! આ ભેદ કૈં સમજ્યો નહિં,
પાપિષ્ટ વૃત્તિ પિંગળાની પાર કૈં પામ્યો નહિં.
"ભાભી ! તમે મ્હારે મને બહુ પૂજ્ય માત સમાન છો,
પાકયો તમારે પેટ જાણી પુત્રની દ્રષ્ટે જુઓ."

કંપિત હૃદયથી વિક્રમે કર પિંગળાને આલીયો,
ઢોંગી ધુતારી રાણીએ ઉત્સાહથી જે ઝાલીયો.
ત્યાં તો અચાનક "રે ! અરે ! હાં ! હાં ! મને કૈં થાય છે,
ઝાલો મ્હને ! ઓ ! કોઇ ! કંપારી શરીરે થાય છે."

"મસ્તક ધુમે મ્હારૂં....બહુ અંધારૂં લાગે છે બધે,
ઓ....હા....અરેરે" ઢોંગ ને ઉદ્‌ગાર કૃત્રિમ શું વધે ?
વિહ્‌વળ દશા પૂરી બતાવી રાણીએ અડધી ઘડી,
બેબાકળી જાણે બની ! વિક્રમ ઉરે બાઝી પડી.

"હાં! હાં! અરેરે! માત! આ શું ? ભાભી આ શી ઘેલછા ?
દેખે કદાપી કોઇ તો શંકા પડે એ સર્વથા.
છોડાવી રાણી હાથ ને વિક્રમ ખસી આઘો ઉભો,
મનમાં ભલે ના મેલ ! ભાભી ! બ્હાર આ અવિવેક શો ? "

પાપી હુલી ત્યાં પિંગળાની પ્રેમવશ ખૂલી ગઇ,
કામાંધ રાણી કૂળ, જાતિ, કૂખ, સૌ ભૂલી ગઇ.
લજ્જા તણો પટ ઠેલી નિઃસંકોચથી રાણી વદી,
"વ્હાલા ! નથી વ્હાલું મ્હને તુજથી વધુ કોઇ, કદી."

"તુજ ભાઈની ભાર્યા છતાં હું તો ત્હને બસ ચ્હાઉં છું,
તુજ પ્રેમ પ્યાસી હું ઉદાસી ! રોજ રહી સુકાઉં છું.
દર્શન વિના આઠે પ્રહર મ્હેલે અધીરી થાઉં છું,
ચિંતવન કરૂં તુજ ચિત્તમાં ! તા'રા વિના મુંઝાઉં છું."

"એકાન્ત મળતાં આજ મ્હેં સૌ ભેદ મ્હારો ખોલીયો,
આલિંગ ! શાન્તિ આપ ! સત્વર સમય થોડો બહુ રહ્યો.
ક્ષણ એક તે મ્હારે મને સૈકા બરાબર લાગતી,
ઉરમાં અરેરે ! શું કહું ! તુજ સ્નેહ-શૂળો વાગતી."

પાષાણવત્ પળ એક તો વિક્રમ ચકિત સ્થંભી ગયો,
આ ગૂંચ કે'વી અટંપટી ! ગુંચવણ વિષે ગુંચવઇ રહ્યો.
બીજી પળે પણ ચતુર એ'નો પાર સૌ પામી ગયો,
તિરછી નજરથી જોઈ ઉત્તર રાણીને આપી રહ્યો.

"ભાભી ! અરે ! ભાભી ! તમે બોલો ! બકો ! શું ? સાન છે ?
સ્વામી તમારો હું નથી ! રણવાસ નહિ, આ રાન છે.
નિર્લજ્જ આ શબ્દો કહો, કો'ને ? કંઇ એ ધ્યાન છે ?
વિક્રમ ઉભો તમ પાસમાં ! નહિ ભરથરી ! એ ભાન છે ?"

"હું ભાનમાં પૂરેપૂરી, પ્યારા ! તમે મુંઝાવ ના,
મનમાં બધું ભાવે છતાં મોંઘા નકામા થાવ મા.
ઠાલી ઉપરનો ડોળ ! પોગળ દંભને છોડો હવે,
ખાલી સમય શાને ખુઓ ? તૈયારી એને * આવવે."

"લ્હાવા લલિત આ'વા બધાને રોજ કંઇ મળતા નથી,
એકાન્ત • વારંવાર આ સંજોગ સાંપડતા નથી.
ભાવે કરી ભેટો નિવારો કષ્ટ પ્રિય! અનંગનું,
અવસર મળ્યો ! સુખ ભોગવો ! આ પિંગળાના સંગનું."

"માતા તમે મ્હારા તમારી શુદ્ધ આજે ક્યાં ગઈ ?
હું તો તમારો પુત્ર કૃદ્દષ્ટિ અરેરે ! ક્યાં થઈ ?
માતા બગાડે જો નજર સંતાન પર તો થૈ રહ્યું,
આ પૃથ્વી પરથી ધર્મનું સામ્રાજ્ય જાણે સૌ ગયું."

"આ'વા અઘટતાં વેણ શું ઉચ્ચારવાં તમને ઘટે ?
જે પાપ લાગ્યું ઘોર પ્રાયશ્ચિત્ત કર્યા વિણ ના મટે.
· 'તમ પુત્ર છું' એ ભાવના' અંકિત કરો અંતરપટે,
સાચી સતી તો તેજ સ્વપ્ને પણ અવરને ના રટે."

"મોહાંધ થઇ માતા તમે સદ્ધર્મ ભૂલી જાવ છો,
નીતિ ! સતીનો ધર્મ ! ચૂકી વિષયમાં લપટાવ છો.
રે ! મોક્ષ મેળવવા રહ્યા ! શિદ નર્ક પડવા જાવ હા ?
અમૃત મળે નહિ છો ! પિવાને ! ઝેરમાં લલચાવ કયાં ?"

---

* એમને=ભર્તૃહરિને.

"સાધ્વિ થવાયે છો નહિ! બસ થાવ સારા માનવી,
દેવી થવું આઘું રહ્યું! પણ વૃત્તિ આ શી દાનવી?
વિષયાનુરાગી ચિત્તને વિભુ–પ્રેમમાં વાળી લીયો,
પતિ–પ્રેમમાં પલટો, અગર, પણ કામને બાળી દીયો."

"શાથી મતિ મારી ગઇ, કે કોણ છું હું? વીસર્યા.?"
આવ્યાં પડળ શું આંખ પર, કે પૂણ્ય પરવારી ગયાં?
ક્યાં બે ઘડીની લ્હાણ, માટે ધર્મને નેવે મુકો,
પતિવ્રત ઉપર જળ ફેરવો! સાથે સતીત્વ વળી ચુકો."

"ઓ ભાઈ મ્હોટાભાઈ! શું આ....આ તમારી નાર કે!
કુલટા તણા સ્વામી થવામાં પણ પ્રભુ! ધિક્કાર છે.
ધિક્કાર છે, ફિટકાર છે, માતા વધુ કે'તો નથી,
ચેતો હજુ બોલ્યા તમે તે લક્ષમાં લેતો નથી."

"સોદા કરો ના શિયળનો અણમુલ નિધિ એ જાળવો,
સ્વામી વિનાનો સૌ સમય સ્વામી–સ્મરણમાં ગાળવો.
સ્ત્રીઓ શિયળને વેચનારી! હોય છે વારાંગના,
વેશ્યા અરેરે! શું સતી! ભર્તૃહરિની અંગના?"

"બોલ્યું અબોલ્યું ભૂલી જઇને વૃત્તિ માતા ફેરવો,
કા'ઢી વિકારી ભાવ નિર્મળતા નયનમાં ઠેરવો.
પગલાં ભરો સંભાળીને! માતા! વિષય કૂપ છે જુઓ!
મેલું કર્યું નિર્મળ હૃદય....પસ્તાઈ અંતરથી! ધુઓ."

" જે **ભાલમાં પણ** ડાઘ લાગ્યો, ધોઇ નાખો તેહને,
સાચા હૃદયના શુદ્ધ પશ્ચાત્તાપથી શું ના બને ?
મોહાંધ મા ! જો થાત કેશવ-કાંત-પ્રેમે આટલા,
ભાભી ! તમારી ભાંગતે આ જન્મ-મર્ણ તણી બલા."

" વ્હાલા ! મ્હને સદ્‌જ્ઞાન આ તા'રૂં બધું ગમતું નથી,
કામાગ્નિ પીડિત કયાંય પણ મા'રૂં હૃદય રમતું નથી.
આ શિષ જે માલવપતિ વિણ કોઇને નમતું નથી,
તુજને નમે તે આજ, કારણ દુઃખ ! બળ્યું ખમતું નથી."

ઘુંટણ પડીને પિંગળા કરગરતી પાલવ પાથરે,
પોતે પડી પૂણ્યાત્માને પાડવા યત્નો કરે.
માથાવટીનો ભાગ જાણી જોઇને સરવા દીધો,
છેડો ઉડયો વક્ષઃસ્થળેથી લક્ષમાં તે ના લીધો.

તિરછાં નયનબાણો બહુ કામી ! કસી કસી નાખતી,
ઘાયલ થશે ! હમણાં વિંધાશે ! આશ એ'વી રાખતી.
શાં અવ્યવસ્થિત ચીર આછાં ! જાળ જાણે કામની ?
શુકદેવ-વિક્રમ ! પિંગળા-રંભા ! શું દેવી ધામની ?

પણ આખરે શુકદેવ પાસ હતાશ જયમ રંભા બની ?
સિદ્ધાર્થ પાસ નિરાશ જેવી ઈંદ્ર-સિદ્ધિઓ બની ?
ત્યમ પિંગળા ! વિક્રમ કને બહુ બહુ કરે ફાવી નહિ,
આગળ ચલાવ્યું તોય....છેડો ખંતિલી લાવી નહિ.

" એ'વો અભાગી કોણુ જે આ'વી મઝા નહિ ભોગવે ?
ગમતી નથી, રાખો ! તમારી જ્ઞાનની ગીતા હવે.
નહિ ચે'ન દીલ પડે, પધારો પ્રાણુજીવન ! પ્રેમથી,
આલિંગવું ને ચૂમવું....એ'માં અધર્મ કશો નથી."

" ભાવે ભુજાથી ભેટવામાં પાપ લાગે, વ્હેમ એ,
ત્યાં પાપ પૂણ્ય કંઇ નથી....જ્યાં બે હૃદયમાં પ્રેમ છે.
એ 'પાપ' પ્રેત નથી કંઇ ! એ'નાથી આમ ડરો નહિ,
પાંડિત્ય–પોથાં ચાદ પ્રેમ–પ્રસંગ પાસ કરો નહિ."

" વ્હાલા ! જુઓ ! મદમસ્ત યૌવન અંગમાં ઉભરાય છે,
ભીનાં થવાં આ હોઠ બે તલસી રહ્યાં દેખાય છે.
મનમાં લગાડી લાહ્ય ને તનમાં બળતરા થાય છે,
પ્રાણેશ ? અગ ઉપાંગ મા'રા એકદમ અકળાય છે."

" સર્વત્ર પડઘા પ્રેમના ને પ્રેમના સૂણાય છે,
જંગલ, તમે, હું, સૌ મ્હને તો પ્રેમમય દેખાય છે.
કે'વી કળા કીધી મનોહર કામદેવ તમે ! ખરા ?
માયા ! તમારી જાળ ! કે'વી ગૂંથણી....જૂઓ જરા."?

" વ્યાપી રહી તમ મોહિની ઝાડે, ફૂળે ને ઝાંખરે,
તપભંગ વિશ્વામિત્ર ? જોજો ! મેનકા કે'વી કરે ?
સિદ્ધાર્થ બુદ્ધ થવું ! અને મન મારવું ના સ્હેલ એ,
[illegible] એ નહિ બાળકોના ખેલ છે."

" શંકર થઇ સાધો સમાધિ સર્વ માયા પરહરો,
પણ **ભીલડીએ** ભોળવ્યાં ! દૃષ્ટાંત યાદ સદા કરો.
**આ આમ છે, ને તેમ છે, ભાષણ ભભકતા સાંભળો,**
**નર એજ નારી પાસ થાયે પાણીથીએ પાતળો."**

" દુષ્કર્મ કે સત્કર્મ જોવાનો સમય તે આ નથી,
વીચાર ધર્માધર્મ ! કરવાનો સમય તે આ નથી.
કો'ની સહે ' શું કર્મ ? ડરવાનો સમય તે આ નથી,
પરિણામ–ડર આ હૃદય ધરવાનો સમય તે આ નથી."

"છાંટો પરસ્પર પ્રેમ–ધારા પ્રાણપ્યારા ! રાજવી,
આવો વિંટાળો કર તમારા કંઠમાં હેતે કરી."
"કમજાત ! કુલટા ! બહુ થયું ! બોલીશ મા, આગળ હવે,
ભતૃહરિનો ભાઇ અક્ષર એક આગળ નહિ સહે."

આકાશ અવનિ પર પડે ! ગંગા કદી અવળી વહે,
પૃથ્વી રસાતળ જાય યા શશિદેવ સઘળાંને દહે.
ઉગે રવિ પશ્ચિમ દિશે ને પૂર્વમાં જો ! આથમે,
દેનારને દુનિયા દમે....લેનારને લાખો નમે. "

" છો ! દેવ દર્શન સ્વર્ગમાં સીડી મુકી દુનિયા કરે,
ધૂલિ ઉડાડી સુરજ પ્રતિ ઝાંખો કદી કોઇ કરે.
રાણી તમે (તો) શું ? સ્વર્ગથી સાક્ષાત્ રંભા ઉતરે ?
**"પર નાર મ્હારે માત"** વિક્રમ આંખ ના ઉંચી કરે."

વિષ્ણુ પધારે મોહીની રૂપે કદિ અવનિતળે,
પણ આ જિતેન્દ્રિય વીર–વિક્રમ ના ચળે તે ના ચળે.
ત્યારે પછી તું પિંગળા! તે કોણ ગણતીમાં રહી ?
વિક્રમ ઉભો છે પ્રેમ ઘેલો ભરથરી આ છે નહિ.”

“ચેતાવું મ્હારા ભાઇને નક્કી હવે આ વાતથી,
ત્હારાં પરાક્રમ નીચ આ જે જાણતો જરીએ નથી.
રે! દુષ્ટ રાણી તુજ સમી આ રાજમાં નહિ કામિની,
મમ ભાઇને નહિ જોઇએ! કામાંધ આવી ભામિની.”

“માતા ગણી મ્હેં જોઇ! ઉંચી આંખ કો દી ના કરી,
માતા–પિતાની ભાવના ઉર ભાઇ–ભાભીની ભરી.
તદપિ અરેરે! નીચ! કે’વી માગણી ભુંડી કરી,
પતિ ને પ્રભુની આંખમાં તું બેવફા આજે ઠરી.”

“અફસોસ! કે’વા સ્નેહથી મમ બંધુ ભોળો હાય છે,
ગંગા સમાન પવિત્ર ગણવામાંજ ગોથાં ખાય છે.
અમિપાન માની આવતો! વિષપાન તું તો પાય છે,
પ્રેમાંધ ત્હારા પ્યારમાં, હૈ! અપાર ઠગાય છે.”

બોલી વચન જ્યાં વિક્રમે છોડી જવાં પગલાં ભર્યાં,
ચેતી ગઇ ત્યાં પિંગળા....ને હાવભાવો સૌ ફર્યાં.
રોકી જતો વિક્રમ, હસીને હેતથી બોલી પછી,
“કે’વાં ઠગ્યાં! આબાદ વા’ આજે અહા! મ્હેં દિયરજી.”

" હું માનતી 'ન્હાના દિયર નક્કી ચતુર કંઇ હશે !
પણ બેઉ બંધુમાં ન એકે **સ્ત્રી-ચરિત્ર** ભણ્યા દિસે.
ભોળા તમારા ભાઈ ને ભોળાં તમેયે છો ભલાં !
પુષ્કળ ભણ્યાં પ્રમદા-ચરિત્રે તોય મારો વેવલાં."

"સમજ્યાં?" દિયરજી! સૌ ભણ્યાં પણ એક આ બાકી હજુ,
જો **સ્ત્રી-ચરિત** ના પારખો? તો ધૂળ શીખેલું બધું.
હું તો જરા જોવાની ખાતર પારખું જોતી હતી,
પાણી તમારૂં કેટલું છે? માપ તેનું માપતી."

"અગ્નિ નિકટ ઘૃત તુલ્ય પિગળી જાવ છો શું? કે નહિ?
ઇન્દ્રિયજિત કે'વા તમે? આંકી કસોટી તે અહિં.
અચળિત તમારૂં મન પુરૂં મ્હેં પારખ્યું બહુ ધન્ય છે,
જોયો તમારો ભાઈ-ભાભી ઉપર પ્રેમ અનન્ય જે!"

"ખોટું ન સ્હેજ લગાડશો આજે પરીક્ષા મ્હેં કરી,
દેજો ક્ષમા! અપરાધિની તમ બંધુની જો હું ઠરી!"
પડવા પગે જ્યાં જાય ત્યાં તો **વિક્રમે** ઉભી કરી,
"માતા તમે મ્હારાં અરેરે! ભૂલ મ્હોટી મ્હેં કરી."

"જાણ્યા વિના! સમજ્યા વિના! બહુ બહુ કહ્યું મ્હેં આપને,
ઓછું ઉરે ના આણતાં! દેજો 'ક્ષમા' માતા મ્હને."
એ પિંગળાના ચર્ણમાં કરજોડીને વિક્રમ પડયો,
શું **સ્ત્રી-ચરિતની** જાળ! કંઇક ફસાય, એય ફસી ગયો.

હમણાં બની જે વાત ભુરકી નાખતાં ભુલી ગયો,
ઊપર ઉપરના હેતમાં પાછો પૂરી ડૂલી ગયો.
આપ્યું વચન "આ મશ્કરી ! કો દી કહું નહિ ભાઇને,
પુરવાર કીધું રાણીએ જ્યાં જુઠ્ઠ સોગન ખાઇને.

ભતૃહરિ આવ્યો પછી સ્નેહીજનો સાથે મળ્યાં,
જાણે ન રાજા 'શું બન્યું'? નિજ નગ્રમાં ત્રણે વળ્યાં.
ભુલી ગયો આ વાત વિક્રમ તે પછી આગળ જતાં,
પણ બોલ બાણો તોલ રાણીના હૃદયમાં ખુંચતા.

અકકેક એ ઉચ્ચાર ને ધિક્કાર સૌ સાલી રહ્યાં,
અપમાન-કર શબ્દો સ્મરણ આજે હજુ આલી રહ્યાં.
નિશ્ચય કર્યો પાકો મને એ પિંગળાએ તે સમે,
"સાટું ન વાળું વિક્રમા ! તો પિંગળા કે' ના મ્હને."

લાગ્યો દિલે જે ડંખ તે અદ્યાપિ ના વિસરી હતી,
અપમાન કેરી આગ ઉરથી બ્હાર ના નિસરી હતી.
આજે સમય આવ્યો અચાનક ને સ્મૃતિ તાજી થઇ,
દ્રષ્ટિ સમક્ષ બિના બધી આજેજ જાણે ના બની ?

* * * *

બોલી સ્વગત " હે વિક્રમા ! આવી બન્યું તા'રૂં હવે,
બળવું નિરંતર વેરની આગે વધુ ના પાલવે.
કયાં હું નહિ ? કયાં તું નહિ ? આજે ઉપાયો આદરૂં,
સાચું જુઠું સમજાવીને તુજ ભાઇના કાનો ભરૂં."

નિશ્ચય કરી પાકો હૃદયમાં ચારને સમજાવીયો,
નિર્દય ઘડેલો ઘાટ બે કામાંધને મન ભાવીયો.
દાખલ થઈ દાસી ખબર લાવી પધારે ભૂપતિ,
જે સાંભળી થઈ અશ્વપાલકની હશે કે'વી ગતિ ?

સૌ હોસકોસ ઉડી ગયા ને પ્રેમ બેમ ભુલી ગયો,
વિષયી મદિરાનો નિશો એ બેઉનો ઉડી ગયો.
"આવ્યો અહીં હું કયાં ? અરે ! કયાં ભોગ લાગ્યા માહરા,
ઓ ! મા ! મ્હને સંતાડ હું પાયે પડું છું તાહરા."

"શરણે પ્રિયા તા'રે ! હવે ! તો ! ઓથ મારે તું'જ છે,
તું બાયડી, કે બ્હેન, મા, સૌ જે ગણું સરખું'જ છે.
વાગી જવાના બાર બાપલીઆ ! હવે ! હા ! શું થશે ?
તરવાર ગરદન પાર રાજાની નકી ઉતરી જશે."

ક્રોધે ભરાઇ પિંગળા બકવાટ ગાંડો સાંભળી,
પણ શું કરે ? વ્યાકૂળ ને વિહ્વળ બની ઉતાવળી.
ખાલી પડયો'તો ઓરડો જે એક ખૂબ અવાગરૂ,
ખોલી મહીં પૂર્યો તરત અંધારૂં રહેવા આકરૂં.

દર્પણ વિષે નિર્ખી બરાબર કેશ ચીર પછી કર્યા,
ત્યાં તો અમરફળ રાય લઈ નિજ મ્હેલથી આવી રહ્યા.
હરખાતી સા'મી દોડી રાણી રાયને ભેટી પડી,
"મોડા પધાર્યા કેમ ?" મુંગુ કંઇક એ'વું બડબડી.

" વ્હાલે વધાવું આજ હું માલવપતિ મ્હારાજને,
સૌભાગ્ય ! સ્વામીનાથ ! ઇચ્છું ક્ષેમ ! નિત્યે તાજને."
પૂજા કરી પધરાવીઆ રાણી ઉતારે આરતી,
કો દેવ-દેવીની ગરજ દાંપત્ય જોડી સારતી !

કુમ્‌કુમ્-તિલક ભાલે કરેલું ભરથરીને શોભતું,
કંદર્પ-કાંતિ ને લલાટ વિશાળ સુંદર ઓપતું.
શૃંગાર ભુવનમાં વિરાજી દેવ-મૂર્તિ તો નથી ?
ને દેવ-દ્વારે પિંગળા દિવ્યાંગના સમ લાગતી !

પ્રમદા-મને પતિ ! દેવ લાગે ! વાત એ મ્હોટી નથી,
" આજ્ઞા પ્રભુ !" કરજોડી ઉભી ધન્ય છે તુજને સતી!
" આજ્ઞા ત્હેને ના હોય દેવી ! તું હૃદયમંદીરની,
જીતો તમે સ્હેજે થતી જ્યાં હાર મ્હોટા વીરની."

" તરવારથી છે તીવ્ર ઘા તરુણી-નયનના બાણના,
કીરણ તમારાં તેજનાં અતિ તીવ્ર કરતાં ભાણના.
પાગલ બનાવ્યો પિંગળા ! પૂરેપૂરો હું પ્રેમમાં,
એવી શી ! કયાંથી ? કે' ભરી, મોહીની ત્હારા નેનમાં ?"

જાદુ ભર્યાં શાં આંખમાં જેથી અમે ઘાયલ થયાં ?
આ નેત્ર-ચાળા શીખવે ! એ'વાં ગુરુ કે'ને કયાં ?
આંખલડીના અણસારથી શાં કાળજે કામણ કર્યાં ?
આ'વીજ ભુરકી નાંખવા શું ભરથરી સાથે વર્યાં ?"

"અણિયાળી આંખે અંવનવાં લુચ્ચી ! અટકચાળાં કર્યાં,
ચતુરાઇથી ચતુરા તમે તન મન અને હૈયાં હર્યાં.
મંડપ વિષે પણ વ્હેન ચાળાં ખુબ કીધા'તાં ગળ્યાં ?
કો'ને જરા કે કોણ? એ ઉસ્તાદજી તમને મળ્યાં ?

"તિરછાં નયનના બાણથી ભેદયાં-હૃદય-દુર્ગો તમે,
પ્રેમાળ પિંજરમાં પુર્યાં પ્યારી! હવે કેદી અમે."
"છો કોઇના નહિ નાથ પણ મ્હારા તમે હમ્મેશના,
"પ્યાલા ભરી પાજો તમારા પ્રેમના, પરમેશના."

પ્રેમી પ્રવેશો આ અને આગળ હજુ ભજવઈ રહ્યાં,
રીસામણાં રાધા કન્હૈયા કા'નનાજ શરૂ થયાં.
વાંકું જરી કૈં પિંગળાને છેડખાનીમાં પડયું,
ત્યાં તો "મ્હને બોલાવશો ના જાવ" એ બ્હાનું જડયું.

રાજા મનાવે રાણીને "જો માન મા'રી વાતને,
પાસે હજુ હાં! આવ, જો કૈં કાનમાં કહું હું ત્હને."
પાસે ગઇ જ્યાં પિંગળા ચૂંમી ભરી ભતૃહરિ,
ઉલટી રીસાણી રાણી "લુચ્ચા! જાવ હા-બા-લ્યો વરી!"

"પાસે પધારો! કૈં કહું! બોલાવી ભોળી છેતરી,
અડશો નહિ! અમને હવે બોલાવશો ના! હા! ફરી!
લુચ્ચાઇ મ્હેં જાણી તમારી વાત કે'વાની ખરી,
આ'વા અડપલા! આમ કરતાં! કૈં વિચાર પડે જરી!"

"અપરાધ ! કરજો માફ ! દેવી! દાસનો જો કૈં થયે
કહી ભરથરી હી હી કરી ત્યાં ખડખડાટ હસી પડ્યે
"હે જગત અંબા ! આપ તો કરુણાળુ ! બહુ કે'વાવ દે
દ્રષ્ટિ દયામય નહિં કરો શું ? આમ છેક રિસાવ છો.

"મુજ હાથમાં તા'રી ભુજા માબાપ તા'રાએ મુકી
"સમજી !" તું મ્હારી માલીકીની ત્યારથી સૌ થઈ ચૂકી
વસ્તુ મ્હને સોંપી પછી કે' પૂછનારો કોણ છે
મા'રા વિના આ પુષ્પને ઉપભોગનારો કોણ છે

વારૂં ! નહિં બોલે ! ખરૂં ને ? એમ કે ? તો જાઉં છુ
લે બેસ ! ત્યારે ચંદ્રિકાને મ્હેલ હું સિધાઊં છુ
શું ? સાંભળ્યું કે ? જાઊં છું !....રે'જે હવે તું માનમા
"જી....હા....ખુશીથી જાવ....બેલાશક પધારો ના તમા.

ફાવ્યો ન દાવે ભરથરી ! પાસો અરે ! અવળો પડ્યો
સમજાવવી શી રીત ? ત્યાં ઊપાય અત્યુત્તમ જડ્યો
રૂમાલથી છોડી અમરફળ બ્હાર કા'ડ્યું હાથમ
દેખાડતો બોલ્યોઃ—જરા ! જો તો ખરી આ પ્રિયતમા !

"હાં ! હાં !" કરી કર સાહીને રાણી હૃદય વળગી પડી
"વસ્તુ અલૌકિક આપને પ્રાણેશ કયાંથી એ જડી ?
જ્યાં જાય લેવા પિંગળા રીસાય ત્યાં ભતૃહરિ
"નહિ બોલવાની તું હતી ને ? કેમ બોલી હેં ! ફરી ?

"નખરાં કરો કોટી છતાં આખર અમારી જીત છે,
ખેંચાવ લો'ચુંબક સમા એ'વી અમારી પ્રીત છે.
લે બોલ! 'હું હારી હવે! જીત્યા તમે' કે'વી મઝા?
લે બેસ! જાવું અમરફળ આ આપવા, લઈશું રજા."

ક્યાં જાવ છો? ઉભા રહો, જાવું હવે સ્હેલું નહિ,
કો'ને અમરફળ આપવા લઇ જાવ? કો ંપ્હેલું અહિં.
પરણી અને બાળ્યો અમારો ભવ હવે જાશો કહિં?
જાવું હતું તો હાથ પકડી શીદ કો' લાવ્યા અહિં?"

"મંગાવ્યું રાણી વ્હાલીએ! હું આપવા લઈ જાઉં છું,
એ'ને દીધો છે કોલ મ્હેં! જઇ આપવા બંધાઉં છું."
"મા'રા થકી વ્હાલી વધુ કો' કોણ એવી નાર છે?
મુજથી વધારે કો'ની સાથે પ્રાણ! તમને પ્યાર છે?"

"પ્યારી તમારી કોણ? ને ક્યાં રે'છ એ? શું નામ છે?
સૌંદર્ય એ'વું કેટલું! જે તમ હૃદય–વિશ્રામ છે?
સાંભળ સુભાગી પિંગળા! શું રૂપનું વર્ણન કરૂં,
શીતળ ફુવારો પ્રેમ–પાણીનો જતાં પાસે ડરૂં."

સૌંદર્યમાં લાલિત્યમાં માધુર્યમાં ત્હારા સમી,
બારે ઘડી મ્હારે મને એ સુન્દરી રે' છે રમી."
"પણ નામ શું? તે તો મ્હને કો'ની હૃદયવલ્લભ! જરા!
અમને બનાવો ક્યારનાં? શું? આમ વાહ્ કો'તો ખરા?

"છે પિંગળા પ્યારૂં મધુરૂં નામ એ મહિલા તણું,
કે' એમ સર્વ કબૂલ એ! એની હું હાએ હા ભણું;
તે દિવ્ય દેવી આ રહી સ્થાપિત હૃદયમંદીરમાં,
મૂર્તિ મનોહર દેવીની! તે તુંજ બીજી કોઈ ના."

હસતાં ગુલાબી ગાલ પર ધીમો તમાચો મારીયો,
ભતૃહરિએ ભોળવી ભામીની-ક્રોધ નિવારીયો.
શરમઇ ગઇ ત્યાં પિંગળા મુખચંદ્ર સે'જ નમી ગયું,
આછું મધુરૂં સ્મિત મૃદુ અધરો ઉપર વિલસી રહ્યું.

આપ્યુ અમરફળ ભરથરીએ પિંગળાના હાથમાં,
કયાંથી મળ્યું? વિસ્તારપૂર્વક તે કહ્યું સંગાથમાં.
"લાવી કટારી કાપ ને આરોગ જોઉં? સુન્દરી!
રીઝાવ હમ્મેશાં મ્હને યૌવન અમર ત્હારૂં કરી."

"હમણાં નહિ! રાખો સ્હવારે સ્નાન-પૂજા સૌ કરી,
ખાવા પછી હું પ્રેમથી તમ ધ્યાન અંતરમાં ધરી.
"વારૂ ભલે! પણ ભૂલજે ના...ગાન ગા જોઉં કંઇ!
બહુ વાર વીતી તોય કોકિલકંઠની ઝાંખી નહિ."

ઉંચુ અમરફળ એ મુકી કરમાં વીણા લીધી અહા!
મીઠા સ્વરે આલાપથી શરુઆત કીધી પિંગળા!
લહરી પવનની આવતી તે ગાનને ખેંચી જતી,
ગાંધર્વ-કન્યા કિન્નરી તો મ્હેલમાં ગાતી નથી?

# "મહિની મટુકી."

(પનઘટપેં મ્હને છેડી...રાહ.)

**મહિયારીઃ—" મહિની મટુકી "**...દઇ દે મ્હારી...
શિદને સતાવે કહનૈયા ? (૨)
અહિંયા ઉતારી...ગઇ'તી ભોળી...(સ્હેજ)
(એટલામાં તો !) કંકર...મારી...ઢોળી...કહનૈયા......
દઈ દે મટુકી મ્હારી......
ગોરસ ઢોળ્યું......(ક્યાં છે ?)...(૨)
(આ શું રહ્યું ?) મટુકી છુપાવી...(વળી !) (૨)
છાજે શું નંદના છૈયાં ?
હા ! બળ્યું ! શિદને સતાવે કહનૈયા ?
(ત્હને શું ?) ઘેલાં ! ત્હને તો હસવું આવે !
(પણ !) દાઝે હમારા હૈયાં......
હા...બા...શિદને સતાવે કહનૈયા ?
ઘડીભર ગમ્મત......આ'વી હોયે......
બહુ શોભે શું કૈં આ...?
હજુએ શિદને સતાવે કહનૈયા ?
કૃષ્ણજી આપે......(પછી) પજવી...પજવી...(૨)
**" લે મહિયારી...ડૈયાં "**...
લુચ્ચા !...શિદને સતાવે ભૈયા ! હા......?
પાથરે પાલવ...હારી મહિયારી...(૨)
(તવ !) <u>દે પ્રભુ</u> ! જય ! જય ! લીલા...કહનૈયા.

**ભતૃહરિઃ**— બસ! હવે છેવટની "**પ્રેમ હેલી**" ની સંગીતધ્રા છોડી તેમાં ભિંજવ! મ્હારા હૃદયને!

"**પ્રેમ–હેલી.**"

(મહિની મટુકી દઇ દે મ્હારી...રાહ...)

**રાધા**;— જલની ગગરિયાં દઇ દે મ્હારી...
પજતે બાળુ! શું કા'ના......?
કાંઠે મૂકી......વાતે વળગી...જરા!)
(ત્યાં તો!) સંતાડી છાનામાના......
જાણ્યું? દઇ દે...ગગરિ કા'ના...જલની...
મોડું થાશે......માત ખિજાશે......
(માટે!)
નિર્દય...છેક...તું! **થા**...મા...કા'ના...
**યમુના** કાંઠે......**રાધા**! માંગે......
**કૃષ્ણ** કહે છે ના...ના.. કા'ના...

**શ્રી કૃષ્ણઃ**—" **ઘડીભર ગમ્મત** " એ તો ગાંડી...
આવડી...રીસ...શું આ'માં?......
**સમજી**? બ્હાવરી બાળા! **થા**...મા...
" પુષ્પ " કયે છે...કવિવર જે! જે!
પ્રભુમાં હો! મરતાના...કા'ના...

( હરિગીત )

**સંગીત સાથે** તાલ **ને** ઠેકા **ભુલે છે પિંગળા!**
**બેચેન જાણે હોય ના! ઢોંગો કરે છે પિંગળા!**
**ભર્તૃહરિ બોલ્યો " કહે ના કે' તું આજ ઉદાસ છે,**
**સંગીતમાં ભુલેછ તું, " મિથ્યા પ્રભુ! આભાસ છે. "**

"મિથ્યા નથી પણ સત્ય છે, માધુર્ય તુજ કંઠે નથી,
ગાવે ચુકે છે કેમ તું ? શું પ્રકૃતિ સારી નથી ?"
"કૈં સાર કે'વામાં નહિ ! છોડો હવે એ વાતને.
કારણ નજીવું, માલ ના, પડતી મુકો પંચાત એ."

મર્માળ બોલો સાંભળી રાજાથી રે'વાયું નહી,
છૂપું દરદ અર્ધાંગનાનું સહેજ સ્હવાયું નહિ.
પુછ્યું "કહી દે ગુપ્ત એ'વી સ્વામીથી શું ચીજ છે ?
કહી નાંખ કે ગંભીર ગમગીની તણાં શું બીજ છે ?"

"ઉપચાર કરીએ ચાંપતા નહિ રાખ મુઝવણમાં મ્હને,
જે હોય પડદો ખોલ તે નિઃશંક ! સોગન છે ત્હને."
બ્હીતી અને રડતી વદી તવ ફેલ કરતી અવનવા,
"કાલે ગયા મ્હાદેવ-દે'રે આપ જ્યારે પૂજવા."

"ન્હાના તમારા ભાઇ વિક્રમ તે સમય આવ્યા હતા,
છે છૂટ અહિંયા આવવા ! તેથી ન અટકાવ્યા હતા.
અવળી મતિ શું ઉપજી કુદ્રષ્ટિ મ્હારા પર કરી,
તમને કહું શું હાય ! જાયે ! નહિ કહ્યું જીભે જરી !"

"બોલ્યાં અઘટતાં વેણ ને નિર્લજ્જ માગણી હા ! કરી,
પણ મ્હેર શ્રી મહાદેવની ! કે કિંકરી આ ઊગરી.
ખોટું કહ્યું, 'આવ્યા તમે' બ્હીવડાવવા કામાંધને,
ચાલ્યા ગયા ગભરાઇને ! આવે ભરોસો આપને ?"

"આવે નહિ વિશ્વાસ જાણી કાંઈ પણ બોલી નહિ,
ગૃહ–એબ સ્વામીનાથ ! મ્હેં આ જીભથી ખોલી નહિ."
કલ્પિત કથા આ સાંભળી ભર્તૃહરિ ગુંચવઇ ગયો,
જાગ્રત અગર છું ઉંઘમાં ? હું !" એજ ભ્રાન્તિમાં પડયો.

(સ્વગત.)

"દાનત બગાડી વિક્રમે ! ઓ દેવ ! હું શું સાંભળું ?
સાકર ટળી સોમલ બન્યું ! સત્યાંશ એ'માં શું ખરૂં ?
શું સાંભળું હું ? આજ અકકલ કામ કૈં કરતી નથી,
આ સત્ય છે ? કે સ્વપ્ન છે ? સમજણ જરી પડતી નથી."

"ના ! ના ! બને નહિ વાત ! માન્યામાં કદી આવે નહિ,
નિર્મળ સવિતૃ દેવમાં ! શંકા કરો ! ફાવે નહિ.
વિક્રમ વિશુધ્ધ હૃદય તણો અપકૃત્ય આ'વું ના કરે,
જુઠ્ઠી હશે શું પિંગળા ? ત્યારે ! કયું સાચું ખરે ?"

"પણ નહિ....વદે ખોટું ! ચ'ડાવે આળ ! એ'ને ઝે'ર શું ?
આરોપ શાને એ મુકે ! વિક્રમથી એ'ને વેર શું ?
બાકી જુઓ તો બેઉ એ એકેકને ચાહે બહુ,
માતા ગણે જયાં પિંગળાને ! પૂજ્યભાવે ! શું કહું ?"

[ પ્રકટ. ]

બોલ્યો પ્રકટ "મમ ધ્યાનમાં આ વાત તુજ આવે નહિ,
જોયું હશે સ્વપ્નું પ્રિયા ભણકાર મે'લાવે નહિ.
નહિ તો ખરૂં પૂછે ! કહું વિશ્વાસ વિક્રમનો મ્હને,
કદિ તું ચળે ! પણ એ ચળે, એ'વું કદાપી ના બને."

"એ કેમ માન્યું જાય? હીરો! પત્થરે પલટઇ ગયો!
સાક્ષી પુરે મુજ હૃદય કેરો નાદ 'નીચ નથી થયો.'
સૌન્દર્ય ત્હારૂં જોઇ રાજા ઇન્દ્ર ભાન ભુલી ગયો,
માન્યું મનાએ એ હજુ! પણ ભાઇ મમ બાજુ રહ્યો."

તુજથી વધુ વ્હાલી! મ્હને એ'ના ઉપર વિશ્વાસ છે,
તું માન કે નહિ માન પણ આ ઝાંઝવા-જળ ભાસ છે."
"જોયું? હતી હું જાણતી, કે કોઇ આ માને નહિ,
જુઠ્ઠી પડી કે'વા જતાં જરીએ ધરી કાને નહિ."

"અબળા હું મુઇ અભાગણી! જે વાત મ્હેં તમને કહી,
ધિક્કાર મ્હારી જાતને કે વાત પેટે ના રહી.
આ પિંગળા ખોટી ઠરી જીવન હવે ધરવું નથી,
વિશ્વ'સ ઉઠયો! ખોળીઉં વ્હાલું હવે કરવું નથી."

"પોતે પતિ માને નહિ તો લોક તો કયાંથી પછી?
જુઠ્ઠી ઠરાવો આપ જયાં! રાખે બિજા બાકી કદી?
વર્ષો થયાં, સાથે રહ્યાં, વિશ્વાસ તોયે ના પડયો,
શું? અર્થ અણુવિશ્વાસિનીનો *દે' રહ્યો યા ના રહ્યો?"

ઢોંગી ખરાવે આંસુડા ધિક્કાર દેતી જાતને,
બાકી ન રાખ્યું કાંઈ પણ સાચી ઠરાવા વાતને.
આ આંસુડાથી ભૂપ ભોળો ભોળવઇ સ્હેજે ગયો,
વિક્રમ ઉપર નિજ હૃદયમાં શંકા ફરી આણી રહ્યો.

*દે=શરીર.

દોહરો:—પ્રથમ નયન-શર, આંસુડાં દ્વિતિય, તૃતિય સોગન.
દિગ્વિજયી ત્રણ શસ્ત્ર આ! સ્ત્રીને દીધાં ભગવન!

(હરિગીત)

" સોગન તમારા નાથ ? ખોટી વાત જો આ હોય તો,
આથી વધુ શું જોઈએ તમને પ્રતિતિ કાન્ત ? કો?"
ગદ્‌ગદ્ સ્વરે રડતી નિહાળી રાજવીએ પિંગળા,
પિગળ્યું હૃદય બેઠી કરી ભૂમિ ઉપરથી પિંગળા.

ચાંપી હૃદય સરસી અને આંસું રૂમાલે લૂછિયાં,
ભૂલે ભલા? સ્ત્રી—ચરિતથી? તો ભરથરી લેખે ક્યાં?
" રડતી રહે? લે? પિંગળા હમણાંજ હું આ જાઉં છું,
" શું સત્ય છે?" એ વાતની સત્વર તપાસ કરાવું છું?

"એ'વી ઉતાવળ શું પ્રભુ? બોલ્યા વિષે નહિ ફાયદો,
'થાયુ ન થાયું થાય ના'! કિરતારનો એ કાયદો.
ઘર ફૂટતાં ઘર જાય! કાંઇ એમને કે'શો નહિ,
મ્હોટો ગુન્હો મન મો'ટુ રાખી લક્ષમાં લેશો નહિ."

બહુ બોલી ડાહ્યા બોલ શંકા હૃદયમાં સજ્જડ કરી,
વિક્રમ ઉપર બહુ વ્હાલ છે નહિ દ્વેષ જાણે? કંઇ જરી!
પ્રેમાંધ રાજા ક્રોધમાં એ મ્હેલને ત્યાગી ગયો,
ને આ પ્રસંગ અપૂર્ણ આ ઘટના તણો અહીંથી રહ્યો.

*　　*　　*　　*

ઉપજાતિઃ—લીધી રજા રાજવી...એ ગયો જ્યાં,
કામાંધ એ યાર! છુટો થયો ત્યાં.
"માંગી રજા", ઘેર યદા જવાની,
જીહ્વા તદા ત્યાં! ખુલી પિંગળાની.

માલિનીઃ—નિજ પતિ નૃપને હા! કેવી રીતે ચઢાવ્યો?
ફસવી સ્ત્રી—ચરિતે હા!...એ ઘડીમાં બનાવ્યો.
નડતર રુપ કાંટો...મૂળથી સાફ કીધો,"
અમરફળ દીધું ને...ગુણ સમ્જાવી દીધો.

ઉપજાતિઃ—આરોગી! થાજે! અવિનાશી વા'લા!
જા! જો! પડે જાણ! ન કોઇને આ.
વ્હાલું નથી કોઈ મને...તમોથી,
નીભાવજો પ્રીત કરી અમોથી.

[ હરિગીત ]

લઇને અમરફળ ભૂપ એવો અશ્વપાલ ગૃહે ગયો,
આ ભેટ કરવું વ્હાલીને! એવો તરંગ ઉરે થયો.
ઉજ્જયિનીમાં વારાંગના પ્રખ્યાત નામ કલાવતી,
જ્યાં નિયમસર આ અશ્વપાલકની સવારી આવતી.

આપ્યું અમરફળ હેતથી જઈ અશ્વપાલે ત્યાં અરે!
"સંગીત થાવા દે હવે....જેથી હૃદય વ્હાલી! ઠરે!"
બેભાન બબ્બા બ્હારમાં....પ્યાલી ઉપર પ્યાલી ભરે,
સ્વર્ગીય એવો સ્વાદ શું? તે કંઠમાં ખાલી કરે.

**મન-અશ્વપાલ મનાવવા સંગીત છોડયું સુન્દરી,**
**આકાશ-ગંગા શું નહિ શંકર-શિરે જાણે સરી!**
**રમણી નુપૂર-ઝંકાર જેવાં તાર ઝણુ ઝણુ થઇ રહ્યાં,**
**પાણી-ગ્રહણુ કરી કંઠ-વીણા બેઉ એક થઈ ગયાં.**

પનઘટપે મ્હને [નૃત્ય-તર્જ] છેડી...રાહ.

**કલાવતી**—રે...મહિની મટુકી મા'રી ફોડી...એ નંદલાલે...
દેખાડવા હું તો દોડી...જશોદાને—મહિની
ત્યાં તો પછાડીથી···પાલવ સાહ્યો, (૨)
ખેંચાતાણીમાં મા'રો-સાળુ વિંખાયો, (૨)
વેણી વિખરાઈ, (૨) શ્વાસે ભરાઇ, (૨)
મોહનમાળા મા'રી તોડી......કહ્નૈયાએ......
હાથો ખેંચી ખેંચી કંકણુ નંદવ્યું, (૨)
નાકની નથનીમાં મોતી નથી રહ્યું, (૨)
કમર લચકાઇ, (૨) ભમર ભિંજાઈ, (૨)
(છેવટ !)
પજવી પજવી...મ્હને છોડી...છેલૈયાએ...મહિની.

**એ અશ્વપાલ ગયો પછી વેશ્યા મને વીચારતી,**
**જે ચીજ દુર્લભ દેવને, આરોગવા લલચાવતી.**
**આવી અનાયાસે વિભુ? વારાંગનાના હાથમાં,**
**ચરણે મુકું જઈ ભેટ આ....સદ્ધર્મિ માલવનાથના."**

"આરોગી શું આ'ને અમર થઈ આ'વું જીવન ભોગવું?
ઓછું કર્યું છે પાપ? તે જીવી વિશેષ વધારવું?
આ જીંદગી પાપી હવે લંબાવવી મ્હારે નથી,
આ ભૂમિને દુષ્કૃત્યથી વધુ મારવી ભારે નથી."

"રાજા અમર થઇ ન્યાયથી માલવ—પ્રજાને પાળશે,
કંઇકો નિરાશ્રિત રંકના નિર્ધનપણાને ટાળશે."
આ'વા વિચારે ફળ લઈ શૃંગારસજ્જ બણીઠણી,
રાજેન્દ્રને ગઈ અર્પવા દરબાર ભુવનની ભણી.

* * * *

આ વાત ત્યાગી વાંચીએ ભર્તૃહરિયે શું કર્યું,
જે કાજ ફેંકયું તીર રાણીએ સર્યું કે ના સર્યું.
આવી ઉભો વિક્રમ વડીલ ભ્રાતા કને તેડાવતાં,
"આજ્ઞા શું મ્હોટા ભાઇ?" કરજોડી વદ્યો એ આવતાં.

વાણી ખુલી ભર્તૃહરીની રક્તમુદ્રા શું થઈ?
જે લાગણી મનમાં હતી, પ્હેલાં હવે તે ના રહી,
"**વિક્રમ**! કહે તું કાલ રાતે કયાં ગયો'તો સત્ય એ,
જાણુંછ હું નાહક ન દેતો સ્થાન મુખ અસત્યને."

અવલોકી મુખમુદ્રા અચાનક વ્હેમ વિક્રમને પડયો,
શા માટ પૂછયો પ્રશ્ન આ? તર્કે વિતર્કે એ ચ'ડયો.
કમળો થયેલો હોય તે પીળું પીળું સઘળે જુએ,
દ્રષ્ટિ શુભાશુભ હોય તેવી શુભ અશુભ સૃષ્ટિ જુએ.

ફિકકો પડેલો જોઇને શંકા સબળ થઈ છે મને,
"ફાંફાં શું મારે નીચ ! પૂરો ઓળખ્યો છે મ્હેં ત્હને.
કે' જોઉં કાલે પિંગળાને મ્હેલ શા માટે ગયો ?
માથેછ મ્હોટાભાઈ તેનો ધાક શું વિસરી ગયો ?"

"કૂદ્રષ્ટિ ભાભી પર કરી ! આંખો ફુટી ગઈ કેમ ના, ?
જીહ્‌વા કપાઇ કેમ નહિ....ઉચ્ચાર કરતા પ્રેમના ?"
અણચિંતવ્યો આરોપ વિક્રમ સાંભળી સ્થંભી ગયો,
સમજ્યો નહિ ! નાટક બધો શા ભેદનો ભજવઇ રહ્યો,

બહુ ઝાળ લાગી અંગમાં હિંમત કરી બોલ્યો પછી,
" ઓ ભાઇ ! મ્હોટાભાઇ ! શુધ્ધિ આપને શું કૈં નથી, ?
કો'ને કહો ? ને શું કહો ? એ વાતનું કૈં ભાન ના!
શું વાત? પાયો વાતનો? શાનાં બધાં તોફાન આ!"

"સમજ્યો ? નિશામાં હું નથી, સંપૂર્ણ મુજને ભાન છે,
છે ભોટ નહિ આ ભરથરી! શું બોલું છું, તે ધ્યાન છે.
મુજને ઉડાવે આમ અણજાણ્યો બની નહિ સ્હેલ એ,
ગંભીર ન્યાય–વિષય રહ્યો, નહિ બાળકોનો ખેલ છે."

"પાપી પ્રપંચી નીચ ત્હેં વિશ્વાસઘાત મહા કર્યો,
અવળું સુઝ્યું! બુદ્ધિ બળી ગૈ! છેક ઘડો ત્હારો પૂર્યો."
"ઓ ભાઇ ! બંધ કરો તમારૂં બોલવું સાચું કહું,
આગળ સૂણાશે નહિ હવે ! મ્હોટા ગણી સૂણી રહું"

જોયા વિના! જાણ્યા વિના! અન્યાય મુજને થાય છે,
આ એકતરફી વ્હેમ! ચોખ્ખો પક્ષપાત કરાય છે.
શું! ન્યાયનો નિર્મળ ઝરો વ્હેતો બધો સૂકાય છે?
સદ્ધર્મ નીતિ ન્યાય સૌ તમને તજી શું જાય છે?"

*કુમકુમ્ તમારી કીકીએ કાજળ! અરે! દેખાય છે,
હીરો પડયો છે પાસ પણ તે કાચ અવલોકાય છે.
સર્વ જુએ જે સુર્ય તે તમને ×શશિન્ દેખાય છે,
શંકા મ્હને તો આપના અસ્તિત્વમાં પણ થાય છે."

"પુરવાર વાંક પ્રથમ કરો! સાક્ષી પુરાવા કેટલા,?
આરોપી શું કે' છે? ઘટે! તે'નુંય સાંભળવું ભલા.!
દોરાઇ દુશ્મન-શિખથી સત્ માનવું એ ભૂલ છે,
ભરમાઇ સંશય આણવો ભંભેરણીથી ભૂલ છે."

"વાદી પ્રતિવાદી તણું કે'વું બરાબર સાંભળો,
દિલથી કરો દુર વ્હેમ! એ! નરને બનાવે આંધળો."
"બ્હાના જવા દે આ બધા કું કાન પર ધરવું નથી,
ભાષણ નીતિનું ભરથરીને તા'રૂં સાંભળવું નથી."

"કર કાળું જા! બંધુ! ગણીને જીવતો છોડું ત્હને,
બસ આ પળે ને આ ક્ષણે! તું ત્યાગ મ્હારા રાજને.
આ ભરથરીના રાજની અંદર કદી રે'તો નહિ,
જીવે! મરે! તુજ ભાઇ મ્હોટો! એ ખબર લેતો નહિ."

---

*કંકુ. ×ચંદ્રમા.

"મ્હોતી ખબર વિક્રમ! મ્હને અફસોસ! તું આ'વો હશે,
પાસે રહીને, ભાઇનું તું ઘર અરેરે ઘાલશે!
કીર્તિ ઉપર પાણી મુકયું, શીખ્યો બહુ પણ ધૂળ એ,
કંઇ વૃક્ષ સુંદર દ્રશ્યમાં હા! ઝે'રી જે'ના મૂળ છે."

"સાબીતી શી માંગે વધુ? જ્યાં પિંગળા પોતે કહે,
બહુ બહુ કરીને કેટલા દિન પાપ તે ઢાંકયું રહે?"

(સ્વગત વિચારો.)

વસંત તિલકાઃ—જ્યાં પિંગળા! શ્રવણ નામ થયુંછ કાને!
ત્યાં યાદ થઇ! વરસ બે—બની, વાત રાને.
ચેત્યો ચતુર વીર વિક્રમ! "વૈર લીધું!"
જીત્યો મ્હને! શુભ! ખરે! વળી જ્ઞાન દીધું.

માલીનીઃ—ચરિત્રે—ભામાના ..ધીર, વીર, નહિ કોઇ ફસજો,
મુખે મીઠું બોલી...બહુ હસવશે! નાહિ હસજો.
લુભાવી સૌન્દર્યે...ગરદન પરે ઘાવ કરશે,
ભરોસો ભામાના...વચન પર કરે.(તે)નકકી મરશે.

(હરિગીત) (પ્રત્યુત્તર.)

"તો જાઉં છું ભ્રાતા! હવે 'બે બોલ' મ્હારા સાંભળો,
કારણ? ભવિષ્યે શું ખબર? પાછાં મળો યા ના મળો!
"હમણા કહું તે સર્વ કડવું ઝે'ર જેવું લાગશે,
પણ યાદ કરશો કોઇ વેળા જબરી ઠોકર વાગશે.

"જે પિંગળાના પ્રેમમાં આંખો ગઇ છે આપની,
અદ્રશ્ય થઈ છે સમજ–શકિત પૂણ્યની ને પાપની."
"તે પિંગળા પ્યાલી ભરીને ઝે'ર તમને આપશે,
જેને લગાડો છાતીએ ગરદન તમારી કાપશે."

"હમણાં નહિ માલમ પડે, આંખો નહિ આ ઊઘડે,
પણ ભાન ત્યારે થાય ફટ્કો જ્યાહરે માથે પડે."
"ખત્તા તમે ખાશો, પછી પાછળથી પસ્તાશો તમે,
દિન એક એ'વો આવશે! આંખો ભરાશે તે સમે."

"હમણાં નહિ સુઝશે કંઇ! અમૃત અગર એ ઝે'ર છે,
કૃત્રિમ પ્રીતિ પ્રેમ જે! તે બે ઘડીની લ્હેર છે."
"દોષિત ગણીને હાલમાં બંધુ! મ્હને ધિક્કારશો,
પણ વખ્ત આવે! ભાઇ! મ્હારા ભાઈ! કૃહી પોકારશો."

"ચારિત્ર્ય ને વર્તન ઉપર છો! હાલ શંકા આણુશો,
એકેક મ્હારા શબ્દની કિંમત સમય પર જાણુશો."
"વૈરી હિતૈષી હું હતો? કે'વો? તમે સંભારશો.
શબ્દો બધાં સંભારી આ! આંસુ નયનથી સારશો."

"કો'ની થઇ છે કામિની? કે ભાઇ! થાશે આપની,
બાળે સ્મશાન–ચિતા નહિ પણ બાળશે સંતાપની."

(કાંચન! કાન્તા! અને વસુંધરા! એ ચંચળ ત્રિપૂટી! કો'ની થઈ છે? કો'ની સાથે ગઈ છે?)

"વિશ્વાસ વનિતાના વચન પર કો કદી કરશો નહિ,
ભંભેરણીથી ભોળવાઈ જઇ કાનને ભરશો નહિ."

"હવે જાઉં છું, હા ! જાઉં, મ્હોટાભાઇ ! મા ! સંભારજો.
વિક્રમ પછાડી આંસુડાં બેએક પણ નહિ પાડજો."
"સેવા વિષે તૈયાર ! પડતાં ભીડ કૈં બોલાવજો,
છેવટ કહું વિશ્વાસ રાણી પર બહુ ના રાખજો."

ત્યાગી સદાનો મ્હેલ, ભાઇ, માળવા, વિક્રમ ગયો,
જંજાળ દુનિયાની તજી યોગાશ્રમે જઇને રહ્યો."
"બીજે દિને ભર્તૃહરિ રણવાસમાં જ્યારે ગયો,
વિસ્તારીને વીતક પ્રસંગ સખેદ રાણીને કહ્યો.

કલ્પાંત કીધું રાણીએ નિજ ધૂર્તતાને ઢાંકવા,
"ઘેલાં પિયુ ! શા દેશપાર–હુકમ દિયરને આપવા ?"
આઘાત લાગ્યો હૃદયમાં શું હોય ના ? ત્યમ બોલતી,
પોકળ હૃદય–પડદાં બહુ ડુસકાં ભરી ભરી ખોલતી.

તવ ભરથરી બોલ્યો "જવા દે ! થઇ ગયું, તે થઈ ગયું,
આરોગ્યું પેલું અમરફળ કે એમનું એમજ રહ્યું."
વાહ્ ! વાહ્ ! અરે ! ભૂલાય એ તે ! સ્વામી ! શું ગાંડા થયાં ?
હે દેવ ! આ દેવી તમારાં કયારનાં એ ખૈ ગયાં. ?

આ વાત ચાલે છે ત્યહાં પરિચારિકા દાખલ થઇ,
"મ્હારાજ ! કા'વ્યું છે સચીવે બ્હારથી વન્દન કહી."
"વિક્રમ ગયાથી ભૂપતિ ! હો ! હા ! પ્રજામાં થઈ રહી,
હડતાળ હાટે ચોકમાં ! રૈયત દિવાની થઇ ગઇ."

"સરદાર ને સેનાપતિ પણ ખૂદ ઇચ્છે છે રજા,
એ'વો ગુન્હો શું ભાઇનો ગંભીર જે આ'વી સજા ?"
ભૂપાળ સંભ્રમમાં પડયો બોલ્યો ફરી દાસી પ્રતિ,
"જા જઇ કહે દરબારમાં હમણાં પધારે ભૂપતિ."

ઉત્તર કહાવી પિંગળાનો મ્હેલ નૃપ છોડી ગયો,
ગંભીર ચ્હેરે શોકથી દરબારમાં આવી રહ્યો.
બોલ્યો પછી "સઘળા તમે સમજુ છતાં આ શું કરો ?
રાજા તમારો ધર્મ ચુકે! વ્હેમ દીલે કયાં ભરો?"

"અન્યાય મ્હારા હાથથી થાશે ન કોને ના થયો,
ગુન્હો કર્યા વિણ ભાઇ મ્હારો નથ શું છોડી ગયો?"
"ચાહો તમે, હું ચાહું છું, મ્હારો સગો એ ભાઇ છે,
પણ ન્યાય પ્હેલો ને પછી સંબંધ, સ્નેહ, સગાઇ છે."

"આ ન્યાયના પલ્લા વિષે નહિ પક્ષ કોનો થાય છે,
સર્વે સમાન પછી ભલે હો રંક યા તો રાય એ."
"ડાંડી નમે જે'ની પ્રતિ તરફેણમાં તોળાય તે,
ઉંચકાય જે'નું ત્રાજવું તે'નેજ શિક્ષા થાય છે."

"મા, બાપ, ભાઇ બ્હેન સ્ત્રી સ્નેહી સગાંના વ્હાલને,
બાજુ મુકાયે! ન્યાય એક! કુબેરથી કંગાલને."
"પોતે કરેલાં પાપ ભોગવવાં બધાં બંધાયલાં!
છે દોષ એ'ના દૈવનો! કર્મે લખેલું થાય હા!"

"જે જે સમય નિર્મિત જે તે તે સમય તે થઈ રહે,
દુનિયા ભરી સુખ–દુઃખથી (શું!) હમ્મેશ રહવું પાલવે?"
મોઘમ વદીને ભરથરીએ સર્વને સમજાવીયાં,
"માથું ભમે મ્હારૂં" કહી નિજ મ્હેલ ભૂપ પધારીયાં.

*  *  *  *

આ વાતને વીતિ ગયાં છે, બે દિવસ આજે પુરા,
સિંહાસને દર્શન થતાં માલવપતિ મ્હારાજના.
દરબારમાં ચર્ચા રસીલી "પ્રેમ" પર ચાલી રહી,
ત્યાં તો કુલાવન્તી અમરફળ સાથ લઈ હાજર થઇ.

વારાંગનાએ હેતથી એ ભરથરી ચરણે ધર્યું,
પ્રસ્થાન કાજે! ભેટ મૂકી! એક પગલું જ્યાં ભર્યું.
ત્યાં તો "સબૂર" ધ્વનિ તરત કાને કુલાવતીને પડયો,
"કોણે ત્હને આ ફળ દિધું?" ભર્તૃહરિ પૂછી રહ્યો.

"મ્હારાજ! યોગીએ દીધું!" "રે'નાર કયાંના એ ઋષિ?"
મળવું મ્હને! મેળવ ઋષિ! એવી ઉરે ઇચ્છા વસી."
"ચાલ્યા ગયા એ તો પ્રભુ!" "ત્હારે ગૃહે કયમ આવિયાં?"
યોગી પછી વેશ્યા–ભુવન શું જોઇને શોભાવિયાં?"

આંખી પડી વારાંગના વાણી બધી તૂટી રહી,
આ અટપટા પ્રશ્ને કરી બુદ્ધિ બધી ખૂટી ગઈ.
સમશેર કા'ડી રાજવીએ રક્ત નેત્રોથી કહ્યું,
"સાચું કહી દે સાંભળ્યું ના પાપ તુજ ઢાંકયું રહ્યું?"

"તરવારથી ટુકડા કરૂં....જુઠું વદી જો ભામિની,
ક્યાંથી મળ્યું તુજને અમરફળ આ ? કહી દે કામિની."
"આપ્યું તમારા અશ્વપાલે....કાલ આવીને મ્હને,
નિર્દોષ છું, રાજેન્દ્ર હું જાણું, વધુ ના વાત એ.

લાગ્યું મ્હને અઘટિત ! થઇ વારાંગના ! આરોગવું,
લાવી તમોને ભેટ ધરવા ભૂપ ! સાચું માનવું."
આજ્ઞા થતાં નૃપની અનુચર એક ઘોડારે ગયો,
ક્ષણમાં સભામાં રાય સન્મુખ અશ્વપાલક આવિયો.

" સત્વર કહે ! પાજી ! ત્હને આ અમરફળ કયાંથી મળ્યું ?
જો સ્હેજ પણ જુઠું વદ્યો ! તો જાણજે આવી બન્યું."
વારાંગનાને જોઇને સૌ હોસ-કોસ ઉડી ગયા,
મ્હોડું બન્યું હયામણું ! ને ટાંટીયા ધ્રૂજી રહ્યા.

માથું ભમે ! ભણકાર માથે મ્હોતના ! વાગી રહ્યા,
લોચા જીભે ! બહુ બોલવા ઇચ્છા છતાંય વળી રહ્યા.
'મ..મ..મ..મ..મ..મ..મહારાજ ! કો..કો..કોઇએ આપ્યું હતુ"
"બસ ચુપ ! કોઈ ! તે કહે એ આપનાર કયું હતું."

આજ્ઞા કરી સેવક ઉભેલાને નૃપે ફટકાવવા,
જ્યાં માર માંડયો મારવા ત્યાં વાર શી રે' માનવા ?
"પિ..પિ..પિંગળા બોલ્યો અને નૃપ ભરથરી હેઠો પડયો,
ઉપચાર કીધાં અવનવાં ત્યારે ફરી સાવધ થયો !"

"તા'રો અને એ'નો સમાગમ કેમ? કયાં? કયારે થયો?"
ભર્તૃહરીએ પ્રશ્ન આ સાવધ થતાં સાથે કર્યો.

[અય માતૃભૂમિ તેરે...રાહ.]

ગઝલઃ—નૃપ અભયદાન આપો...એ અશ્વપાલ બોલ્યો,
આ જીંદગાની બક્ષે'...એ અશ્વપાલ બોલ્યો.
માફી હું દીન માંગું! સાચું બતાવું બાપુ!
કો' "અભયદાન" આપું...એ અશ્વપાલ બોલ્યો.
જા! અભયદાન દીધું...મન મ્હોટું રાયે કીધું,
તવ ભેદ અશ્વપાલે...આદિથી અંત બોલ્યો...નૃપ...

---

[હરિગીત.]

"સંબંધ આડો રાણીને....મ્હારાજ મ્હારી સાથમાં,
જેથી કરી આવ્યું અમરફળ આ પ્રભુ! મમ હાથમાં.
વિક્રમ તમારો ભાઈ નડતર રૂપ રાણીને હતો,
આ વાત જાણી જાય જેથી હું દિલે ડરતો હતો."

"મ્હારાં કહ્યાથી રાણીએ બહુ આપને ભંભેરીયાં,
બાપૂ! તમારા ભાઈને ખોટું વદી ખરતાં કર્યાં."
ઇતિહાસ આ'વો સાંભળી ક્રોધે ભરાયો રાજવી,
વાણી ભયંકર સાદથી એ અશ્વપાલકને કહી.

"જા....જા....જવા દઉં જીવતો આ રાજમાં રે'તો નહિ,
જો પ્રાણુની પરવા! ફરીથી નામ પણ લેતો નહિ."
છોડી દીધી વારાંગનાને ભૂપ મ્હેલ પ્રતિ વળ્યો,
જાણે નથી કાંઈ થયું, ત્યમ પિંગળાને એ મળ્યો.

* * * *

"વ્હાલી મને શંકા પડે....ખોટું લગાડીશ ના જરી
ફળ ખાધું? સ્વાદ કંઈ કે'વો હતો, તેનો કે'તો ખરી?"
"સાકર સમો! શું પૂછવું! મ્હારાજ એ'માં તે વળી?
આ'વી નજીવી વાતમાં શંકા ધરો છો શું બળી?"
"શંકા નથી પણ સત્ય છે, સાચું કહી દે સુન્દરી!
કઇ રે'મ દૃષ્ટિ! હું ન દેખાડીશ પાછળથી જરી!"
"વિશ્વાસ મ્હારો શું નથી? લ્યો તમ ગળે મમ હાથ છે,
લ્યો! છે હવે! ખાધું ન હો! તો સમ તમારા નાથદે."
સમ ખાઈ ખોટા પિંગળા કર કંઠ મુકવા જ્યાં ગઈ,
બે આંખ રાતી ચોળ રાજા ભરથરીની ત્યાં થઈ,
છટકાવી દીધો હાથ છોડયું અમરફળ રૂમાલથી,
"ખાધું પછી આ તેજ! મા'રી પાસ આવ્યું ક્યાં થકી?"
નિર્ખી અમરફળ પિંગળા! ક્ષણ તે પ્રતિ ટીકી રહી,
પણ પાપ, નિજનું ઢાંકવા બીજી પગે સાવધ થઇ.
"વ્હાલા પ્રતિતિ! જોઇએ તો આ પડેલી કટાર છે,
પૂછી જુઓ આ દાસીને પ્રત્યક્ષ એ જોનાર છે."

દાસી પ્રતિ નિર્ખી. મિંચી છે આંખ, રાણીએ જરા !
પણ જીવ વ્હાલો સર્વને ! કો'ને નહિ કો' તો ખરા !
છૂટી પડી દાસી "મ્હને ક્યારે બતાવ્યું બાઇજી ?
જાણું નહિ હું વાત....બા....શું અમરફળ કે'વાયજી ?"

"હાં...રે ! અરે...હાં....હું...ભુલી....તું તો બરોબર નહિ હતી,
મમ સ્નાન-જળ તૈયાર કરવા ! તે સમય તું ગઇ હતી."
"ન્હાયા વિના શું ખાધું તો ?" "ના....ના....બળ્યું ભૂલી ગઇ,
એ તો ગઇ'તી યાદ આવ્યું....ક્યાં ? બરાબર....હા ! નહિ."

પોતાની મેળે પિંગળા પોતે જુઓ ખોટી પડી,
જુઠું ન જન્મારો ટકે, બહુ બહુ ટકે તો બે ઘડી.
"શાનો વિચાર કરે ? સકળ કાયા અરે ! કયમ કંપતી ?
વાચા તુટે છે બોલતાં....ઠેકાણું વદવામાં નથી."

"ના....ના....અમરફળ નાથ એ'વા તો હજારોયે હશે,
કાલે વળી કો લાવશે....શું વ્હેમ કરવો ફાવશે ?
વ્હાલા ! તમારા વિણ બધા ! તે ભાઈ બાપ સમાન છે,
આઠે પ્રહર અંતર વિષે કેવળ તમારૂં ધ્યાન છે."

"કમજાત ! દુષ્ટા ! પાપિણી ! અટકાવ ત્હારૂં બોલવું,
આગળ વધુ ઉચ્ચાર ના ! તું રાખ મ્હોડું ખોલવું.
આ પાપ ઉજવળ પિંગળા ! ઢાંક્યું ન ઢંકાશે હવે,
તુજ બોલની કિંમત ન કોડી એક અંકાશે હવે."

"મ્હારા થકી! પાપિષ્ઠ! ત્હેં એ અશ્વપાલ વધુ ગણ્યો,
અફસોસ! સઘળું હું ભણ્યો! પણ સ્ત્રી–ચરિત્ર નહિ ભણ્યો.
પૂરો ભરાઇ કુંભ તારા પાપનો ફૂટી ગયો.
ઐશ્વર્ય, સુખ ને આબરૂ ઓ! કામ! તું લૂંટી ગયો."

"એ'વું કર્યું છે કામ કે પાણી વિષે ડૂબી મરો,
ભારે મરે છે પૃથ્વી ભાર મરી તમે ઓછો કરો.
પારસમણી ધાર્યો હતો! ન્હોતી ખબર; પત્થર હશે,
કયાંથી ખબર આ સ્નેહ સત્યાનાશમાં પલટાઈ જશે."

"ધિક્કાર ત્હારી માતને...ધિક્કાર ત્હારા તાતને,
ધિક્કાર ત્હારી જાતને...ધિક્કાર ત્હારા નાથને.
ધિક્કાર આ કૂ–વાતને...ધિક્કાર ત્હારા સાથને,
ધિક્કાર ત્હારી ભાતને...ધિક્કાર તુજ સંગાથને."

"ઓ! ઓ! કલંકિત કામિની! ત્હેં કમળમુખ કાળું કર્યું,
મુજ તુજ ઉભયના કૂળમાં કામાંધ! અજવાળું કર્યું.
ખોવ્યું પિતાના નામને, લજવી જનેતા કૂખને,
જા....જા....જતી રે'....દૂર....થા....તુજ બાળ કાળા મૂખને."

"પત્થર પડી માતુ—ઉદરમાં....કૂળમાં અંગાર છે,
હોળી જગાવી હાય! હૈયામાં! શતઃ ધિક્કાર છે.
રે! ભાઈ! જેવો! ભાઇ વિક્રમ! ત્હેં ક'ડાવ્યો દૂર! હા!
નિર્દોષ ને દોષિત ઠરાવ્યો....નાર! ઓછી ક્રૂર ના!"

"વીરો ગુમાવ્યો સાથથી....શોધ્યો ફરી મળશે નહિ,
હીરો ગુમાવ્યો હાથથી....મોંઘો, હવે વળશે નહિ.
તુજ પ્રેમમાં લપટાવીને ત્હેં આંધળો છેકજ કર્યો,
દુષ્કૃત્ય-દીપકથી ફરીથી દેખતો પણ ત્હેં કર્યો."

"જ્યાં જ્યાં નજર નાખું....ભર્યો ત્યાં પાપનો ભંડાર છે,
કો'ના સગાવ્હાલાં વિચારો ! નાર ને ભરથાર છે ?
સાચા હૃદયનો સ્નેહ ના ! દેખાવનો સૌ પ્યાર છે,
નવનિત નથી સંસારમાં....નિઃસાર માયાગાર છે."

"વિશ્વાસ! વામાના વચન ને વ્હાલપર કરશો નહિ,
પ્રેમાંધ થઈ પૂરી પરીક્ષા વિણ પગ ભરશો નહિ.
આ જીન્દગી ઝે'રી બનાવે...મૂળ આંખો માનજો,
સૌન્દર્ય પર દોડી જતી સંયમ વિષે એ રાખજો."

"સંસારમાં રે'વું નથી, સંન્યાસ લેવો સર્વથા,
ચાખી મઝા' આ પ્રેમની ! એ પ્રેમની ચાખું મઝા."
પોશાક સર્વ ઉતારીને ભગવાં તને રાયે ધર્યાં,
અંગે ભભૂત લગાવીને વનમાં જવા પગલાં ભર્યાં.

ત્યાં તો પછાડી પિંગળા ! દોડી અને ચર્ણે પડી,
ભિંજવી દીધાં પગ રાયના કંથા ગ્રહી ભગવી રડી.
"દુર્ભાગિની યાચે દયા ! અપરાધિની હું નાથ છું,
ભૂલ્યાં મદનમાં ભલભલાં ! તો કોણ અબળા જાત હું ?"

" આ વાર જાવા દયો હવે ! હતભાગિની પગ નહિ ભરે !
ભગવાન પણ પ્હેલી વખતની ભૂલ માફ પતિ ! કરે."
પણ વેણ આ અફળાઇ ભિંતે ને નિરર્થક સૌ થયાં,
ભગવા ધર્યાં તે ! એ ધર્યાં ! આજે ગયાં! તે હા ! ગયાં.

રણવાસમાં રાણી રડે, ત્રણસો અને સાઠે તજી,
દરબારમાં સંન્યાસી વેશે ભરથરી આવ્યા પછી.
રોતાં સભાજનને નગરજન રાયને વિંટી વળ્યાં,
રાજેન્દ્રને રોતાં કકળતાં ! સર્વ છેવટના મળ્યાં.

આજ્ઞા કરી રાજેન્દ્રએ શાણા સુમન્ત પ્રધાનને,
"વિક્રમ મળે ના ત્યાં સુધી ચલવો બરાબર રાજને.
શોધી તમે એ વીરને વાકેફ કરજો (આ) વાતથી,
કે'જો કર્યો છે મૂકત મ્હોટાભાઇએ ! અપરાધથી,"

" એ નિષ્કલંકિત વીરને આ રાજ્ય સ્નેહે સોંપજો,
કલ્યાણ ! હા ! કલ્યાણ ! હા ! કલ્યાણ સર્વેનું હજો."

* * * *

રોતાં તજીને રાજવી જંગલ વિષે ચાલ્યાં ગયાં,
ગુરુદેવ ગોરખનાથ ને મચ્છેન્દ્રના દર્શન થયાં."

" દિક્ષા ગ્રહન આપો પ્રભુ !" રાજા કહી ચરણે પડયો,
હું કોણ ? કયાંથી આવવું ?" વિસ્તારી હાલ બધો કહ્યો.
બોલ્યા ગુરૂ મચ્છેન્દ્રઃ—" બેટા ! બાત તેરી ઠીક હૈ,
લેકિન પિછે તુમ લૌટ જાઓ યેહી મેરી શીખ હૈ."

"યહ યોગકા અભ્યાસ ઔર સમાધિ હોતા કઠીન હૈ,
ખાના બિના ફલ-મૂલ-જલ યહ પહનના કૌપીન હૈ.
ઉપવાસ ભી કરને પડે....અરુ બૈઠના લડકે શિલે,
દુઃખ હૈ ઇધર છોટે બડે ખાના મિલે કભી ના મિલે."

"ઋષિરાજ વેઠું સર્વ એ ચાહે પરીક્ષા તે કરો,
દિક્ષા પછી દેજો પ્રથમ સંશય તમારો જે હરો.
અચ્છા તભી જા કર પુકારો રાનીકો મૈયા તુમ્હી,
અરુ માંગ કર ભિક્ષા ઇધર આના પિછે, બૈઠે હમી."

લઈ એક ચેલો સાથ, યોગી-વેશમાં એ! ને ગયો,
જઈ પિંગળા-મહેલે પ્રથમ પોકાર "મૈયાનો" કર્યો.
બેઠી હતી એ બારીએ! નિજ નાથ! જોયાં રાણીએ!
જળ-બુન્દ લોચન કમળથી ટપકી રહ્યાં, આવી નીચે.

યોગેન્દ્ર **ભર્તૃહરિઃ**-(ભિક્ષા દેને મૈયા પિંગળા! રાહ.)

**પિંગળાઃ**-ધિક્કક્! યુવા ધિક્કક્! મૂજને...ધિક્કક્! કામ વિકારજી,
જેણે રે! ભુલાવ્યા મ્હને સત્યથી, મૂકી પાપ વિચારજી.
ભેખ રે! ઉતારો રાજા ભરથરી.

ક્ષમા રે! કરો રાજા રંક હું...નારી અજ્ઞાન જાતજી,
સાથે રહીને સુધારો મ્હને...લજવ્યાં માત ને તાતજી-ભેખ રે.

**ભર્તૃહરિઃ**-કપટી પાપી રાણી પિંગળા! બોલે આ શું વચનજી.
રાજ રે તજ્યું ત્હારે કારણે...જો વિચારીને મનજી-ભિક્ષા.

તું રે ખોટી, ખોટું રાજ ને...ખોટો આ સંસારજી,
અલખ જગાવું વને એકલો...જેથી પામું ઉદ્ધારજી–ભિક્ષા.

પિંગળાઃ–રો'તો રાજાજી રસોઇ કરૂં...જમતા જાઓ સ્વામીનાથજી,
ક્ષીર રે નીપજાવું ક્ષણ એકમાં...જમીએ આપણ સાથજી–ભેખરે.
મઢુલી રચાવું રંગમ્હેલમાં...ને એકાન્ત અવાસજી,
ભાવે ભજો **ભ**ગવાનને...સાથે ભોગ વિલાસજી–ભેખરે.

**ભ**ર્તૃહરિઃ–મઢુલી કે'વી ને કે'વા મ્હેલ હા! ભોજન ભોગ વિલાસજી,
રામ મળે જો રંગમ્હેલમાં...કોણ...લે...સંન્યાસજી–ભિક્ષા.
વાસી જંગલના જોગી અમે...ફરતા ફરતી વાસજી,
આજે અહીં ને કાલે કયાં વળી...નહિ ઠેકાણું ખાસજી–ભિક્ષા.

પિંગળા.–ભભુતી ચોળી ને ભગવા ધરૂં કો'તો પ્રાણાધારજી,
જોગણ રૂપે રે! સાથે ફરૂં, નવ તરછોડો નારજી–ભેખરે.
ભગવાં દેખી **રાજા ભરથરી**...દાવાનળ દિલ થાયજી,
મૈયા કહો ન મા'રા કંથજી...લાગે અંગમાં લ્હાયજી–ભેખરે.

**ભ**ર્તૃહરિઃ–વધુ રે! બોલાવે શું મા! પિંગળા! કીધાં કર્મ સંભારજી,
ભાઇ રે! જેવા મ્હારા ભાઇને! કરાવ્યો દેશપારજી.
હવે...રે...રાજને મૈયા શું કરૂં?
સુરજ સમો રે! નિષ્કલંકીત...લઘુ વિક્રમ વિરજી...
કાળું રે! કલંક પાપી પિંગળા...ઢોળ્યું ત્હેને ત્હે શિરજી–ભિક્ષા.

પિંગળાઃ-વાંકી રે! વિધાતા મ્હને ભૂલવી...લખ્યા લેખ લલાટજી,
આનું રે પાયશ્ચિત્ત શું રે? શું કરૂં? માર્ગ આપો
પૃથ્વિ માતજી—ભેખરે...

ભર્તૃહરિ-કર્મે લખેલું ત્યારે ભોગવો...કોને દઇએ દોષજી.
કેશવ કરે તે સૌ સારૂં કરે...મન વાળીએ સંતોષજી-ભિક્ષા.

પિંગળા-ત્રણસો ને સાઠ નારી આપની...બીજી માલવરાજજી,
એકને કારણ તેને નવ તજો...પાપી પિંગળાને કાજજી-ભેખરે.

ભર્તૃહરિ-નૌકા ઝીલે રે! રાણી પાણીમાં...સાત માનવ ભારજી,
વધુ રે! બેસે એક ને બુડે...લાગે વાર ન લગારજી,
દોષ રે! કોનો તેમાં પિંગળા?...

દેતી હોય તો દે મ્હને...નહિ તો કરૂં ગૃહ ત્યાગજી,
ગુરુજી ભરાશે રોષે માહરા...ચાલી જાય જમાતજી-ભિક્ષા.
મોહ છોડી દે મૈયા પિંગળા! હવે કર સતસંગજી,
સગું રે! નથી કોઇ કોઇનું...આ સંસાર પતંગજી-ભિક્ષા.
ગંગા તટે તે રાણી ઘર કરો...ન્હાવો નીરમળ નિરજી,
પ્રેમને વાળો પ્રભુમાં બધો...ત્યાગો અમુલખ ચીરજી-ભિક્ષા.
ભભુતિ ચોળીને! ઝોળી ભેરવો...કરો કાયા કલ્યાણજી,
ચિતને પરોવો પરમાત્મમાં...મળે મોક્ષ! નિર્વાણજી-ભિક્ષા.

વિષના પ્યાલાં પીધાં પ્રીતિનાં...રાણી રહી સંસારજી,
હવે પી જુઓ રે! **પ્રભુ-પ્રેમના**...અમીરસથી ઉદ્ધારજી-ભિક્ષા.

(ભર્તૃહરિ નાટકમાંથી ફેરફાર સાથે.)

*　　*　　*　　*

[ હરિગીત. ]

**ભિક્ષા લઇ રાજેન્દ્ર રાણી પિંગળાને મ્હેલથી,**
**ચાલ્યો બીજીને મ્હેલથી ભિક્ષા લઇ મુશ્કેલથી.**
**આવાસ ચંદ્રકળા તણે યોગેન્દ્ર જ્યાં આવી રહ્યા,**
**"ભિક્ષા દીયો મૈયા" પુનઃ પોકાર એના એ થયા.**

**ભર્તૃહરિઃ—** ભિક્ષા દેને મૈયા યોગીને.

સાર રે! જોયો નહિ સંસારમાં...ખોટાં ખલકના ખેલજી,
માયા ને મોહોના બધાં મ્હેલ આ...બંધનકર્તા જેલજી;
નાખે જીવોને મોહપાશમાં...

**ચંદ્રકળાઃ**—પાણી રે! ગ્રહણ રાય કર્યા પછી.. દગો દેવો ન નાથજી,
હજુ તો શૃંગાર, બાળા વેશમાં, લગ્ન-કંકણ હાથજી-ભેખ રે.
પગલું ભર્યું મ્હે નથી પ્રેમમાં, જોયો નહિ શું સંસારજી?
છેક નમેરા થવું ના ઘટે! આંખે આંસુની ધારજી-ભેખ રે.
પ્રેમનું પગથીઉં નથી ચડી ત્યાં તો છોડી ન જાવજી,
જન્મારો કેમ જશે બધો? દયાહીન ન થાવજી-ભેખ રે.

ભર્તૃહરિઃ—હું રે! હવે યોગી અરણ્યનો, મૈયા બ્હેન બધી નારજી.
પાણી મ્હેં ગ્રહણ પ્રભુથી કર્યું! મુખે ૐ ઉચ્ચારજી—ભિક્ષા.
માયા રે! સાચી નવ માન તું, ઝેરી સંસારી લ્હાણુજી,
પ્રીતિરે જગતની પિત્તળ ગણો, સાચો ઇશ્વરી-પ્રેમ પ્રમાણુજી—ભિક્ષા.
સાથે રે! રહ્યાં, લલાટે લખ્યાં, પૂરો પૂર્વ-સંબંધજી,
પખી રે! મેળો ઉડે ને મળે, કાયા કાચો છે પિંડજી—ભિક્ષા.

(છેવટે હારી રાણી ચંદ્રકળા ભિક્ષા આપે છે. ત્યાંજ માતૃહીન પુત્રી કૃષ્ણાકુમારી આવી પિતાને બાઝી પડે છે.)

કૃષ્ણા—બાપૂ! થોભો! મ્હારી પણ આટલી ભિક્ષા લેતા જાવ.

(લોટ આપે છે.)

—ગાયન—

કૃષ્ણા— પિતાજી! આ કોપ તમે શો કર્યો?
જોગી વેશ બાપુ! શીદને ધર્યો?
મરી ગઈ છે માત, વળી જનઓ તાત,
પિતા ઓથ કો'ની છે? ઓરમાન માત.
લડાવશે લાડ પછી મ્હને કોણ?
પ્યારી પુત્રી! આવો બા! કહેશેજ કોણ?
કુંવારી હું તો છું તમારી સુતા,
વરાવી હજુ ક્યાં? વિચારો પિતા.

અસાર સંસાર! તમે છો આધાર,
પિતાજી જીવું સંભારી તમ પ્યાર.
નબાપી કરી બાપૂ! જાશો નહિ,
પિતા પાછળ નહીં જીવું હું તો સહી.

ભર્તૃહરિ–બેટા કૃષ્ણા મ્હારી ન દીલગીર થા,
પ્યારી પુત્રી મ્હેને...તું જા મ્હારી બા!
હવે કૃષ્ણા! મુજને ન જાણ્ તા'રો બાપ,
જોગી જાણી હવે તું તજી દે વિલાપ.
અશાશ્વત આ દેહ અમંગળ અતિ,
તજી મોહ ભજજે તું ઉમીઆપતિ.
એ છે મા'રી શીખ સુતા દીલે આણ,
બીજી વાતો જગતની મિથ્યા પ્રમાણ.

(ભર્તૃહરિ–નાટક)

[હરિગીત.]

રડતી તજી કૃષ્ણા સુતા! રાજેન્દ્ર એ ચાલ્યો ગયો,
**માલવપતિ ભર્તૃહરિ** રાજા ટળી યોગી થયો.
એ **માળવાનો** ભાગ્ય–ભાનુ આજ હા! ચાલ્યો ગયો,
રે! **માળવાના** ભાગ્યનો સૂર્યાસ્ત જાણે, ના થયો?

દિક્ષા લઇ ગુરુદેવ પાસે **રાજયોગી** એ થયો,
ખાધું **અમરફળ** જે થકી અદ્યાપિ એ જીવતો રહ્યો.
**યોગેન્દ્રના સદ્‌બોધથી** સુધરી ગઈ એ **પિંગળા**,
સાધુ **જીવન** ગાળી **પછી** સ્વર્ગે સિધાવી **પિંગળા**.

વિક્રમ મળી આવ્યો ! સચીવે વાત તે'ને સૌ કહી,
સદ્‌ન્યાયપૂર્વક **માળવાની** ગાદી તેણે ભોગવી.
રાજેન્દ્ર એ **ભર્તૃહરિ !** યોગેન્દ્ર એ **ભર્તૃહરિ !**
**ભોગી ગણો યોગી વિરાગી રાગી શ્રી ભર્તૃહરિ !**

**શૃંગાર, નીતિ, ન્યાયનાં** શતકો લખ્યાં **ભર્તૃહરિ,**
વૈરાગ્યનો અંતિમ શતક રચનાર પણ **ભર્તૃહરિ !**
કે'વાય છે આજે હુન્નુએ અમર એ ભર્તૃહરિ,
વંદન ! નમન ! **માલવપતિ યોગેન્દ્ર ! રાજા ભરથરી !**

કરજોડી કોટી વંદનો ! કિરતાર તું રચનાર છે,
સર્વજ્ઞ તું ! અલ્પજ્ઞ બાળક ! "પુષ્પ" તો હથિયાર છે.
વંદન અનેકાનેક હો ! **માલવપતિ** રાજેન્દ્રને !
વંદન વિભુને ! વિશ્વને ! કંદર્પને ! યોગેન્દ્રને !

**" કોઈ અમર થશો નહિ. "**

**( भर्तृहरि )**




છપાય છે—**જાળંધર અને સતી વૃન્દા**-સચીત્ર.

# જળસમાધી વા દેવી શારદા.

ઠા. હરીલાલ અને પ્રાણલાલ બુકસેલર્સ ટાવર રોડ સુરત.



નવ આનાની ટીકીટ બીડો.

હરીગીત છંદમાં કરૂણાજનક કથા! આજેજ મંગાવી વાંચો.

મુમ્બઈની ચોપાટીના ભયંકર ભેદ જાણવા હોય તો ફક્ત